'સસ્તું' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# મીરાં અને નરસિંહ

[ ચૂંટેલાં ૧૯૩ ભજનોનો સંગ્રહ ]



સંપાદક :
ન્યાયમૂર્તિ શ્રી. હરસિદ્ધભાઈ વ૦ દિવેટિઆ



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે૦ ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



બાર આના

# નિવેદન

જગતના અનેક મહાત્માઓએ પ્રજા તરફની અનુકમ્પાને લીધે પોતાના આધ્યાત્મિક અનુભવો ઉપદેશ, કાવ્ય, મંત્ર, પદ વિગેરે રૂપમાં દર્શાવ્યા છે. તેમાંના કેટલાકનાં તો નામ પણ આજે નથી મળતાં, તો પછી તેમનાં જીવનવૃત્તાંતોની તો વાત જ કયાં રહી!

જે શાશ્વત છે, જે જીવનનું જીવન છે, તે આત્માની સ્ફુરણા ઈશ્વરની કૃપાથી સિદ્ધોને, ભક્તોને અને મહાત્માઓને થાય છે, ત્યારે પ્રેમ, ભક્તિ અને જ્ઞાનના અનુભવોને નીચોવીને તેમણે કાઢેલા ઉદ્‌ગારો સેંકડો વર્ષો સુધી લાખો માણસોને માર્ગદર્શક અને પ્રેરક થઇ પડે છે.

આ પ્રકારનું સાહિત્ય આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે. મહા-ગુજરાતના દરેક ખૂણામાં–દરેક ગામડામાં સ્ત્રીઓ અને પુરુષોને મોઢે મહાન ભક્ત નરસિંહ મહેતા અને સાધ્વી મીરાંબાઇનું નામ રોજ લેવાય છે. તેમનાં જાણીતાં ભજનો હરિકથા, ભજનમંડળીઓ વગેરેમાં બોલાય છે. હિંદુ-સ્તાનની પ્રજાના જીવનમાં ઉચ્ચ સંસ્કાર રેડતાં તેમનાં અર્થગાંભીર્ય-વાળાં પણ સાદાં પદો અનેક જગ્યાએથી સંશોધન કરીને તથા ભેગાં કરીને આ પુસ્તકમાં અપાયાં છે.

નામદાર જસ્ટિસ હરસિદ્ધભાઇ દિવેટિઆને આ વાત જણાવતાં તેમણે આ યોજનાને આવકાર આપ્યો હતો. ઘણાં સ્થળેથી ભેગાં કરાયલાં ભજ-નોનો આ સંગ્રહ તેમણે તપાસી જોયો હતો અને ઘણા ઉત્સાહથી અભ્યાસપૂર્ણ આમુખ જે આ પછીનાં પૃષ્ઠોમાં આપ્યો છે તે તેમણે લખી આપ્યો છે. આ માટે તેમનો આભાર માનીએ છીએ.

આ સંસ્થાએ સંતોની વાણી અને ઉપદેશના પ્રકાશિત કરેલા અનેક ગ્રંથોમાં આ પુસ્તકના પ્રકાશનથી અગત્યનો ઉમેરો થાય છે, એમ અમારું માનવું છે.

મુંબઈ,<br>તા. ૨૦–૯–૪૪

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી<br>**મનુ સૂબેદાર (પ્રમુખ)**

# આમુખ

ગુજરાતની આમ પ્રજામાં સસ્તા મૂલ્યે ધાર્મિક, અર્થવિષયક, સામાજિક, આયુર્વેદિક, સાહિત્યાત્મક તેમજ ઐતિહાસિક સાહિત્યનો બહોળો પ્રસાર કરનાર 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'ના હાલના પ્રેરક અને સંચાલક શ્રીયુત મનુ સૂબેદારે નરસિંહ મહેતા અને મીરાંબાઇનાં જ્ઞાન અને ભક્તિનાં પદોના સંગ્રહને જોઈ જવા અને તેનો આમુખ લખવાનું મને આમંત્રણ આપ્યું તેનો સ્વીકાર કરતાં મને આનંદ થાય છે.

નરસિંહ મહેતા અને મીરાંબાઈ બન્ને ભક્તકવિઓ ગુજરાતના હૃદયમાં ચિરંતન સ્થાન પામેલાં છે. છેલ્લાં પાંચેક સૈકાથી તેમની પ્રાસાદિક વાણી ગુજરાતમાં ઘેરઘેર ગુંજતી રહી છે. બન્ને કવિઓનાં પદો ગુજરાતમાં ઘણાં કુટુંબોમાં પ્રભાતિયાંરૂપે તેમજ ભક્તમંડળીઓમાં ભજનોરૂપે ગવાય છે એ જ આ કવિઓની રસપૂર્ણ કવિતાના પ્રતાપ અને અનન્ય લોકપ્રિયતા દર્શાવે છે.

પણ અત્યંત લોકપ્રિયતા પામેલી આ બન્ને કવિઓની કૃતિઓના સર્જન વિષે ઉગ્ર મતભેદ ઉત્પન્ન થયો છે. નરસિંહ અને મીરાંએ નહિ આલેખેલાં એવાં સંખ્યાબંધ પદો એ બન્નેને નામે ચડી ગયાં છે એ વાત નિ:શંક છે. 'ગોવિંદગમન' નરસિંહ મહેતાનું નહિ જ, અમુક પદો એનાં નહિ જ, મીરાંનાં નહિ, એવી એવી શંકાઓ આપણા સાહિત્યના રસ-મીમાંસકોમાં ક્યારની યે ઉદ્‌ભવ પામી છે. આવી પરિસ્થિતિમાં આ બન્ને કવિઓનાં પદોના સંગ્રહકારને સૂક્ષ્મદૃષ્ટિથી સંશોધક અને સંપાદક થવું પડે. એમ ન થવાય તો 'ગતાનુગતિક' ન્યાયે કવિઓએ પોતે ન આલેખેલાં એવાં પદો એમને નામે જ લોકમાં ચાલુ પ્રચલિત રહે. પ્રસિદ્ધ થયેલા નરસિંહ મહેતાના પદસંગ્રહોમાં આવાં પદો એક સાથે સેળભેળ થઇ ગયાં છે અને એમ જ થતાં જાય છે. મીરાંનાં પદોની પણ એ જ સ્થિતિ છે. ગુજરાતી, હિન્દી, મરાઠી કે અન્ય હિન્દી ભાષાઓમાં જે જે પ્રકાશકોએ મીરાંનાં પદ પ્રસિદ્ધ કર્યાં છે, તેમાં આ સ્થિતિ ચાલુ જ રહી છે. આ નીરક્ષીરને જુદું પાડવાનું વિકટ કાર્ય કોઇ હંસવિવેચકને માથે રહે જ છે. નરસિંહ અને મીરાંની કૃતિઓની જૂનામાં જૂની હસ્તલિખિત પ્રતો એકઠી કરવાની છે. સંપાદનના કાર્યને હાલના વિકસિત પાઠ્યશાસ્ત્રના વિવેચન (ટેક્ષ્ચ્યુઅલ ક્રિટિસિઝમ)ના પ્રત્યેક સૂત્રની કસોટીએ ચડાવી તેનું સંશોધન કે સંપાદન કરવાની ખાસ જરૂર છે.

નરસિંહ મહેતાના જન્મજીવનનાં વર્ષો કયાં કયાં હતાં? કૃષ્ણભક્તિની એમની કવિતાની જવાળાઓ ક્યાંથી પ્રગટી? આ પ્રશ્નો પણ ગુજરાતના

અગ્રગણ્ય વિવેચકોએ ચર્ચ્યાં છે, તેની પુનરુક્તિ કરવાનું અહીં અસ્થાને છે. પણ નરસિંહ–મીરાંનાં કાવ્યની ભાષાનું વાસ્તવિક સ્વરૂપ કેવું હતું એ પ્રશ્ન સહેજ છેડવા જેવો છે.

ઉપર ઉલ્લેખેલી લોકપ્રિયતાએ નરસિંહના યુગની ભાષામાં તો ઉત્તરોત્તર ફેરફાર કરી આપણી જૂની ગુજરાતી ભાષાને આધુનિક ભાષા કરી દીધી છે એ હકીકત તો સાચી જ છે; કારણ કે નરસિંહ મહેતા પછીના ભાલણની 'કાદંબરી'ની ભાષા નરસિંહની ભાષા જેટલી લોકપ્રિયતા નહિ પામીને તેના અસલ ને તે કાળે બોલાતા વાસ્તવિક સ્વરૂપમાં સચવાઈ રહી છે. આ દૃષ્ટિએ નરસિંહ મહેતાની ભાષાનું સ્વરૂપ વાસ્તવિક આ હોવું જોઈએ:—

"મોગરે શૂ રે મોહી રયો, મોહના ? હાર [ તૂં ] આપ્યિ, યશક્ષાત્ય વાધિ;
કિહિશિ, 'ગુણ ગાતાં નાગરનો ન હવો,' ત્રીકમ ! તૂંહિને કો નહિં આરાધે.
સારી પાંતીનો થાશિ ઘણી સર્વકો, દીપતૂં દેખશિ ત્યહાં મલશિ;
મૃત્યુ [ ના ] ભઇ નરસિંઓ બીહતો નથી, તાહરા દાસનાં ચિત્ત ચલશિ.
માહરિ મન્ય વિશ્વાસ છે, વીઠલા ! આપશો હાર (નિં) આનંદ થાશિ;
ભણિ નરસિંઓ, [નિજ] ભક્ત ઊગારવા તુજ વ્યના વાહરિ કૂણ ધાશિ.

—શ્રી. કેશવરામ શાસ્ત્રી સંપાદિત હારમાળા, પદ ૫૩

આજ પદ અન્ય સ્થળે પ્રસિદ્ધ થયેલું જોઈએ.

મોગરા માળે શું મોહી રહ્યો મોહના, હાર આપો જશખ્યાત વાધે;
કહેશે નાગરો કોહનું નામ ગાતો હતો, કૃષ્ણ, તુજને કોઈ નહિ આરાધે. મોગ૦
સારી પંક્તિતણા લોક સર્વે મળ્યા, સહાય કરશો તેની પાસ થાશે;
મૃત્યુના ભય થકી નરસૈંયો નવ બિયે, પણ તારા જશ જગદીશ જાશે. મોગ૦
રજની તો વહી ગઈ, રાત થોડી રહી, જોત તો ઝાંખી થઈ ગઈ દીવાની;
કેશવા, કંઠથી માળ અળગી કરો, પ્રેમે આરોપો નરસૈંની કમાણી. મોગ૦

—સંપાદક: ઈચ્છારામ દેસાઈ, નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ.

આ સંબંધે નરસિંહ મહેતાની ભાષાનો આટલો ઉલ્લેખ બસ થશે. હવે મીરાંની ભાષા જોઈએ. મીરાંનાં પદોની ભાષા તેના કાળની ડૉક્ટર ટૅસિટોરી જેને 'પશ્ચિમ રાજસ્થાની' કહે છે તે હતી. મેવાડની એ વિધવા યુવરાજ્ઞીએ તે કાળની એ પશ્ચિમ રાજસ્થાનીમાં જ પોતાનાં પદો ગાયાં છે. મીરાંનાં પ્રસિદ્ધ થઈ ઉપલબ્ધ થયેલાં પદો હાલ હિન્દીમાં, હિન્દીગુજ-રાતીમાં યા તો ગુજરાતીમાં છે. એક મત એવો છે કે મીરાંએ માત્ર હિન્દીમાં જ લખ્યું હોય પણ ઉત્તર વયમાં અવસાનપર્યંત દ્વારકાનિવાસ સ્વીકારી એણે હિન્દીગુજરાતી યા ગુજરાતીમાં પણ લખ્યું હોય એવો બીજો

એક મત પણ પ્રચલિત છે. આ બે મતનું સમાધાન એ થઇ શકે કે (૧) એક તો મીરાં ને તેનાં પદો રાજસ્થાન અને ગુજરાત બન્નેમાં લોકપ્રિય સાથે સાથે જ થયાં; અને (૨) બીજું ગુજરાતની સીમાઓ તે કાળે રાજસ્થાનનો સમાવેશ કરે એટલી વિસ્તૃત હતી. પશ્ચિમ રાજસ્થાનીના અને જૂની ગુજરાતીના સ્વરૂપની એકરૂપતાનું આ કારણ હોય. પશ્ચિમ રાજસ્થાની કે જૂની ગુજરાતીમાં લખાયલી મીરાંની લોકપ્રિય કવિતાનું હિન્દીઓ ઉત્તરોત્તર હિન્દીકરણ અને ગુજરાતીઓ ગુજરાતીકરણ કરતા ગયા. મીરાંબાઇની કવિતાની ભાષાનું આમ ભાષાન્તર અને સ્વરૂપાન્તર થતું આવ્યું લાગે છે.

## નરસિંહ મહેતા અને મીરાંનાં જીવનચરિતો

નરસિંહ મહેતા અને મીરાંબાઈ એ બન્નેનાં જીવનચરિતોને દંતકથાઓ, ચમત્કારો અને કિંવદન્તીઓએ ગૂઢ પટાંતરોમાં ઢાંકી દીધાં છે. ઐતિહાસિક દૃષ્ટિને આવરતા આ ધુમ્મસમાં એ જીવનોમાં અદ્‌ભુતતા ને દૈવી ચમત્કારો ભારોભાર ભરી દીધાં છે. લોકવાણી અને દંતકથાઓએ નરસિંહ મહેતાના જીવનને જેમ દૈવી કરી મૂકી કૈલાસપતિ શિવ સાથે ભેટાડી તેમની મારફત વૃંદાવનના સદાવિહારી કૃષ્ણગોપીઓની રાસલીલા આગળ મશાલ ધરી સખી બનાવ્યા છે તેમ મીરાંબાઇને કુંભાનાં રાણી બનાવ્યાં છે. કુંભારાણા મારફત જ એમના પર જુલ્મની ઝડીઓ વરસાવરાવી છે. એમના જીવનને પણ નરસિંહ મહેતાની પેઠે દંતકથાઓ અને દૈવી ચમત્કારોથી ભરપૂર કર્યું છે. લોકકલ્પનાને આંજી નાંખતા આ ચમત્કારિક અને અનૈતિહાસિક ધુમ્મસમાંથી નરસિંહ મહેતા અને મીરાંનાં જીવનચરિતોની રૂપરેખા સંશોધિત ઐતિહાસિક સાધનસામગ્રી દ્વારા કંઇક નીચે પ્રમાણે દોરી શકાય:—

**૧. નરસિંહ મહેતા** (આશરે વિ. સં. ૧૪૭૦–૧૫૩૬)

નરસિંહ મહેતાનું જન્મસ્થળ જૂનાગઢ. જ્ઞાતિએ એ વડનગરા નાગર ગૃહસ્થ હતા. એમના પિતાનું નામ કૃષ્ણદાસ અને માતાનું નામ દયાકુંવર, નરસિંહના ત્રીજા વર્ષે એમના પિતા અને અગિયારમે વર્ષે એમનાં માતા ગુજરી ગયાં હતાં. કાકા પર્વતદાસને ત્યાં એ ઊછરીને મોટા થયા હતા. કાકાનો સ્વર્ગવાસ થતાં એ એમના પિત્રાઈ ભાઈ બંસીધરના આશ્રિત થયા. સત્તર વર્ષની ઉમ્મરે માણેકબાઇ સાથે એમનાં લગ્ન થયાં. એમનાં સંતાનોમાં બે–કુંવરબાઇ અને શામળદાસ. વિદ્યાર્થી અવસ્થામાં મહેતા ઠોઠ ગણાતા. એ સાધુસંતોનાં ટોળાંમાં બેસી ભજનો સાંભળતા, ગીત ગાતા અને નૃત્ય પણ કરતા. સંસારવ્યવહાર તરફ એ ઉદાસીન રહેતા, છતાં પ્રભુમાં એમને અટલ શ્રદ્ધા હતી.

મહેતાના જીવનપ્રસંગોમાં મુખ્ય હાર, હૂંડી, મોસાળું, વિવાહ અને શ્રાદ્ધ. એમનાં કાવ્યોમાં એમને કૃષ્ણે રા'માંડળિકની ભરસભામાં હાર પહેરાવ્યો છે. એમની લખેલી હૂંડી દ્વારકામાં સીકરાઈ છે. પુત્રીનું મામેરું એમણે વગર દોકડે કૃષ્ણ સાહાય્યથી કર્યું છે. શામળદાસના વિવાહમાં જાતે પ્રભુએ એમને મદદ કરી છે. પિતાનું શ્રાદ્ધ એમણે કૃષ્ણની સાહાય્યથી ગૃહસ્થની રીતે વૈભવથી સાર્યું છે. નરસિંહ મહેતાએ એમનાં પદોમાં આ અંગત પ્રસંગો રસપૂર્વક આલેખ્યા છે અને ગુજરાતે એ સ્નેહપૂર્વક આજ સુધી સ્મરી રાખ્યા છે.

નરસિંહ મહેતાના જીવનમાં કરુણતાની ગાઢ છાયાઓ છે. એમનાં પત્ની અકાળે મરણ પામ્યાં, યુવાન શામળદાસ પણ અકાળે મરણ પામ્યા. કુંવરબાઈ વિધવા થઈ. ઘરમાં વિધવા પુત્રવધૂ અને વિધવા પુત્રી રહી. કુંવરબાઇના સીમંતસંસ્કારનું મોસાળું એ પણ મહેતાજીના ગરીબ જીવનનો કરુણ પ્રસંગ છે. મહેતાના ભક્તજીવનમાં આ કરુણરસ જ્યાં ત્યાં ટપકી રહ્યો છે. ભક્તને વળી રા'માંડલિકે સતાવવામાં પણ બાકી રાખી નહોતી.

છતાં મહેતાજીની પ્રભુ પર શ્રદ્ધા અચળ છે. એની જ ભક્તિમાં એ જીવનભર રચ્યાપચ્યા રહ્યા છે.

મહેતાનો સ્વર્ગવાસ એમના છાસઠમે વર્ષે થયો કહેવાય છે.

## નરસિંહ મહેતાની કાવ્યકૃતિઓ

હૂંડી, હારસમેનાં પદો, ગોવિંદગમન, ચાતુરીષોડશી, છત્રીશી પદો, પ્રભુની ભક્તિ ને જ્ઞાનનાં પદો, બાળલીલા, રાસલીલા, દાણલીલા, સહસ્રપદી રાસ, દ્વાદશ માસ, શામળદાસનો વિવાહ, કૃષ્ણજન્મની વધાઇનાં પદો, સત્યભામાનું રુસણું, સુદામાચરિત્ર, હિંડોળાવસંત, શૃંગારમાળા, સુરતસંગ્રામ, કેરબારેખતાનાં પદો, આઠવાર, વગેરે ઉપરાંત છૂટક પદો.

નરસિંહ મહેતા પરમ વૈષ્ણવ હતા. વલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગનો સંપ્રદાય હજી ગુજરાતમાં પ્રવેશ્યો નહોતો. નરસિંહ મહેતાની વૈષ્ણવભક્તિમાં 'શ્રીમદ્ભાગવત' અને જયદેવના 'ગીતગોવિંદ'ની અસર સ્પષ્ટ જણાય છે.

શ્રીકૃષ્ણના સમયથી જ ગુજરાતનું ધાર્મિક જીવન ભક્તિપ્રધાન રહેલું છે અને તેને ટકાવી રાખવામાં નરસિંહ મહેતાની ભક્તિરસથી ભરેલી કવિતાનું અગ્રસ્થાન છે, આ સ્થાન તે માત્ર તેના ભક્તિરસને લીધે નહિ પરંતુ તેની કવિતામાં ભક્તિરસ તેમજ તત્ત્વજ્ઞાનની સુશ્લિષ્ટ ગૂંથણી છે તેને લીધે અદ્યાપિપર્યંત રહેલું છે. અખામાં માત્ર તત્ત્વજ્ઞાન છે, મીરાંબાઇમાં માત્ર ભક્તિ છે; નરસિંહ મહેતાની કવિતામાં ભક્તિ અને તત્ત્વજ્ઞાનનો સુંદર સમન્વય છે અને તેને લીધે તે હૃદય અને બુદ્ધિ બન્નેને સ્પર્શે છે. ગુજરાતનો આ

આદિ કવિ આપણા સાહિત્યજીવનના અંત સુધી તેનો જ્યોતિર્ધર રહેશે.

## ૨. મીરાંબાઈ (વિ. સં. ૧૫૬૩–૧૬૦૩)

મીરાંબાઇ રાઠોડોના અંગભૂત મેડતિયા રજપૂત રાવ દાદૂજીના પુત્ર રત્નસિંહનાં પુત્રી થતાં હતાં, જયમલ્લ રાઠોડ એના પિત્રાઇ ભાઈ અને નાનપણના સાથી હતા.

ચિત્તોડના ગુહિલોત રાણા સંગ (સંગ્રામસિંહ)ના યુવરાજ ભોજરાજ જોડે મીરાંનાં વિ. સં. ૧૫૭૬ માં લગ્ન થયાં હતાં. આઠ વર્ષનું સૌભાગ્યવતું સહજીવન ગાળી વિ. સં. ૧૫૮૪ માં એ વિધવા થયાં.

રાવ દૂદાજી પરમ વૈષ્ણવ હતા. એમના જ ભક્તિમય વાતાવરણમાં મીરાંનું બાલજીવન ઘડાયાથી એ કુમળી વયમાં કૃષ્ણભક્તિ તરફ પ્રેરાયાં હતાં. પહેલાંના દૃઢ ભક્તિસંસ્કારોએ મીરાંના વૈધવ્યજીવનને વધારે ભક્તિમય ને નિર્મળ બનાવ્યું હતું.

આ કાળે મુગલવંશસ્થાપક બાબર દિલ્હીની ગાદી ઉપર આવી ગયો હતો. ચિત્તોડની પડતી થઇ. મીરાંના વડીલો રણસંગ્રામમાં ખપી ગયા. મીરાંનો દિયર–રાણો વિક્રમાદિત્ય–ગાદીપતિ થયો. પોતાના સાધુજીવનને ભક્તિમાં ગાળતાં મીરાં પ્રત્યે એ દિયરધર્મ વીસરી ઊલટો સતાવવા લાગ્યો. મીરાંને માટે એણે ઝેર મોકલ્યું તે પણ એ પી ગયાં કહેવાય છે. આ જ રાણાના સંબંધમાં મીરાંએ પોતાનાં પદોમાં સંબોધનો કરી ઘણાંએક પદો લખ્યાં છે.

રાણા વિક્રમાદિત્યની ચાલુ પજવણીઓએ મીરાંને આખરે મેવાડ ત્યાગ કરાવ્યો. બાલકૃષ્ણની જન્મભૂમિ વ્રજમાં–મથુરાવૃંદાવન ગોકુલમાં યાત્રા કરી એ કૃષ્ણના ઉત્તર જીવનકાળના ધામ દ્વારકામાં છેવટે આવી રહ્યાં.

આ વખતે ચિત્તોડમાં નવાનવા ઉપદ્રવો ઉત્પન્ન થવા લાગ્યા. પ્રજામાંના ડાહ્યાઓએ રાણાજીના મન પર ઠસાવ્યું કે મીરાં જેવી સાધ્વીની તમે પજવણી કરી તેથી આપણા ઉપર આ દૈવી કોપ ઊતર્યો છે, તો એમને પાછાં તેડાવો. રાણાએ બ્રાહ્મણો મોકલી મીરાંને પાછાં ચિત્તોડ આવવા વિનતી કરી. મીરાંબાઇએ જવા ના કહી તો બ્રાહ્મણોએ લાંઘણ આદર્યું. મીરાંની માનસિક વેદનાની આ કપરી કસોટી હતી. "કૃષ્ણ" "કૃષ્ણ" કરતાં જ મીરાંનું આ વખતે અવસાન થયું. એ કૃષ્ણમાં સારૂપ્યમુક્તિ પામ્યાં.

ગુજરાતે મીરાંબાઈને રાજસ્થાની નહિ પણ ગુજરાતી જ ગણી લીધી. એનાં ભક્તિકાવ્યોને પોતાના ધાર્મિક સાહિત્યમાં સ્થાન આપી એનું નામ અમર કર્યું.

હરસિદ્ધભાઈ વ. દિવેટિઆ

# અનુક્રમણિકા

## મીરાંબાઈનાં પદો


| ક્રમાંક | પ્રથમ પંક્તિ | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | મુજ અબળાને મોટી મિરાત બાઈ ... ... | ૯ |
| ૨ | બોલ મા બોલ મા બોલ મા રે ... ... ... | ૯ |
| ૩ | પ્રેમની પ્રેમની પ્રેમની રે ... ... ... | ૧૦ |
| ૪ | લેહ લાગી મને તારી ... ... ... ... | ૧૦ |
| ૫ | હાંરે કોઈ માધવ લ્યો, માધવ લ્યો ... ... | ૧૦ |
| ૬ | ગોવિંદો પ્રાણ અમારો રે ... ... ... | ૧૦ |
| ૭ | પ્રીત પૂરવનીને શું કરું ? ઓ રાણાજી... ... | ૧૧ |
| ૮ | બંસીવાલા આજો મોરા દેશ ... ... ... | ૧૨ |
| ૯ | રામ સીતાપતિ તારી લેહ લાગી ... ... | ૧૩ |
| ૧૦ | વાગે છે રે વાગે છે, વૃંદાવન મોરલી વાગે છે ... | ૧૩ |
| ૧૧ | નંદલાલ નહિ રે આવું મજ ઘેર કામ છે ... | ૧૩ |
| ૧૨ | રામનામ સાકર કટકા ... ... ... | ૧૪ |
| ૧૩ | રામ રમકડું જડિયું રે, રાણાજી ... ... | ૧૪ |
| ૧૪ | ધ્યાન ધણી કેરું ધરવું રે ... ... ... | ૧૫ |
| ૧૫ | દવ તો લાગેલ ડુંગરમેં ... ... ... | ૧૫ |
| ૧૬ | જ્ઞાન કટારી મારી ... ... ... ... | ૧૬ |
| ૧૭ | તમે જાણી લ્યો સમુદ્ર સરીખા... ... ... | ૧૬ |
| ૧૮ | ચરણરજમહિમા મેં જાની ... ... ... | ૧૬ |
| ૧૯ | રાધા પ્યારે દે ડારો જી ... ... ... | ૧૭ |
| ૨૦ | માઈ મોરે નયન બસે રઘુબીર ... ... ... | ૧૭ |
| ૨૧ | બાઈ મેંને ગોવિંદ લીન્હો વણમોલ ... ... | ૧૭ |
| ૨૨ | અબ તો મેરા રામ નામ, દુસરા ન કોઈ ... | ૧૮ |
| ૨૩ | દર્દ ના જાને મેરા કોઈ રે ... ... ... | ૧૮ |
| ૨૪ | ભજી લોની સંતો, ભજી લોની સાધો ... ... | ૧૮ |
| ૨૫ | પિયા કારણ રે પીળી ભઈ રે ... ... ... | ૧૯ |
| ૨૬ | જેને મારા પ્રભુજીની ભકિત ના ભાવે રે ... | ૧૯ |
| ૨૭ | આધ વેરાગણ છું, રાણાજી ... ... ... | ૨૦ |
| ૨૮ | લગ રહેના, લગ રહેના ... ... ... | ૨૦ |
| ૨૯ | જાગો રે અલબેલા કા'ના ... ... ... | ૨૧ |

| | | |
|---|---|---|
| ૩૦ | કઠણુ લગનકી પ્રીત રે... ... ... ... | ૨૧ |
| ૩૧ | કોઈના જાણે હરિયા ... ... ... ... | ૨૧ |
| ૩૨ | કાળાનાં કઠણુ હૈડાં રે ઓધવજી ... ... | ૨૨ |
| ૩૩ | હાંરે મેં તો કીધી છે ડાકોર થાળી રે ... ... | ૨૨ |
| ૩૪ | માર્યાં રે મોહનાં બાણુ ... ... ... | ૨૨ |
| ૩૫ | બોલે ઝીણા મોર ... ... ... ... | ૨૩ |
| ૩૬ | મળ્યો જટાધારી, જોગેશ્વર બાવો ... ... | ૨૩ |
| ૩૭ | નાગર નંદા રે મુગટ પર વારી જાઉં ... ... | ૨૩ |
| ૩૮ | કામ છે, કામ છે, કામ છે ... ... ... | ૨૩ |
| ૩૯ | લેને તુરી લકડી રે લેને તુરી કામલી ... ... | ૨૪ |
| ૪૦ | રાખો રે શ્યામ હરિ લજ્જા મોરી ... ... | ૨૪ |
| ૪૧ | નહિ રે વિસારું હરિ ... ... ... ... | ૨૫ |
| ૪૨ | હાંરે ચાલો ડાકોરમાં જઈ વસિયે ... ... | ૨૫ |
| ૪૩ | મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા... ... | ૨૬ |
| ૪૪ | આજ મારે સાધુજનનો સંગ રે રાણા ... ... | ૨૬ |
| ૪૫ | હરિ તુમ હરો જનકી ભીર ... ... ... | ૨૭ |
| ૪૬ | તુમ સુણો દયાલ મ્હારી અરજી ... ... | ૨૭ |
| ૪૭ | હમને સુણી છે હરિ અધમ ઉધારણુ ... ... | ૨૭ |
| ૪૮ | શ્યામ મોરી બાંહડલી જી ગહો ... ... ... | ૨૮ |
| ૪૯ | મૈં તો તેરી શરણુ પરી રે ... ... ... | ૨૮ |
| ૫૦ | હરિ બિન કૂણુ ગતિ મેરી ... ... ... | ૨૮ |
| ૫૧ | અબ મૈં શરણુ તિહારી જી ... ... ... | ૨૯ |
| ૫૨ | પ્રભુજી મૈં અરજ કરું છું ... ... ... | ૨૯ |
| ૫૩ | થે તો પલક ઉઘાડો દીનાનાથ ... ... ... | ૩૦ |
| ૫૪ | મીરાંકો પ્રભુ સાંચી દાસી બનાવો ... ... | ૩૦ |
| ૫૫ | સુણુ લીજો બિનતી મોરી ... ... ... | ૩૦ |
| ૫૬ | પ્યારે દરસન દીજ્યો આય ... ... ... | ૩૧ |
| ૫૭ | અબ તો નિભાયાં સરેગી ... ... ... | ૩૧ |
| ૫૮ | સ્વામી સબ સંસારકે હો સાંચે શ્રીભગવાન ... | ૩૨ |
| ૫૯ | હે રી મૈં તો દરદ દીવાની ... ... ... | ૩૨ |
| ૬૦ | નાતો નામકો જી મ્હાસૂં ... ... ... | ૩૩ |
| ૬૧ | ઘડી એક નહિ આવડે ... ... ... | ૩૩ |
| ૬૨ | શ્યામસુંદર પર વાર ... ... ... ... | ૩૪ |

૬૩ પિય બિન સૂનો છે જી મ્હારો દેશ ... ... ૩૪
૬૪ બરસૈ બદરિયા સાવનકી ... ... ... ૩૫
૬૫ ડારી ગયો મનમોહન પાસી ... ... ... ૩૫
૬૬ સુની હો મેં હરિ આવનકી અવાજ ... ... ૩૫
૬૭ ગોવિંદ કબહું મિલે પિયા મેરા ... ... ૩૬
૬૮ તુમરે કારણ સબ સુખ છોડયા ... ... ૩૬
૬૯ ભગવનપતિ તુમ ઘર આજ્યો હો ! ... ... ૩૬
૭૦ ઐસી લગન લગાય કહાં (તૂં) જાસી ... ... ૩૭
૭૧ મ્હાંરી સુધ જ્યૂં જાનો ત્યૂં લીજો ... ... ૩૭
૭૨ બંસીવારા આજ્યો મ્હારે દેસ ... ... ... ૩૭
૭૩ બાલા મૈં બૈરાગણ હૂંગી ... ... ... ૩૮
૭૪ સાજન ઘર આઓની મીઠા બોલા ... ... ૩૮
૭૫ મ્હારે જનમ–મરણુરા સાથી થાંને–નહિ બિસરું દિન રાતી, ૩૯
૭૬ પગ ઘુંઘરુ બાંધ મીરા નાચી રે ... ... ૩૯
૭૭ માઈ મૈંને ગોવિંદ લીનો મોલ... ... ... ૩૯
૭૮ મન રે! પરસ હરિ કે ચરન ... ... ... ૪૦
૭૯ બડે ઘર તાળી લાગી રે ... ... ... ૪૦
૮૦ મેરે તો ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઈ... ... ૪૧
૮૧ મ્હારા ઓળગિયા ઘર આયા જી ... ... ૪૧
૮૨ પિયાજી મ્હાંરે નૈણાં આગે રહજ્યો જી ... ... ૪૨
૮૩ હરિ મેરે જીવન પ્રાન–અધાર ... ... ... ૪૨
૮૪ સખી મ્હારો કાનૂડો કળેજેકી કોર ... ... ૪૨
૮૫ બસો મોરે નૈનનમેં નંદલાલ ... ... ... ૪૩
૮૬ જાગો બંસીવારે લલના જાગો મોરે પ્યારે ... ૪૩
૮૭ મ્હાંને ચાકર રાખો જી ... ... ... ૪૩
૮૮ રાણાજી મ્હે તો ગોવિંદકા ગુણ ગાસ્યાં... ... ૪૪
૮૯ મેરે રાણાજી, મેં ગોવિંદ ગુણ ગાના ... ... ૪૫
૯૦ ચાલો મન ગંગા–જમના તીર ... ... ... ૪૫
૯૧ રામ નામ રસ પીજૈ ... ... ... ૪૫
૯૨ ભજ મન ચરણકંવળ અબિનાસી ... ... ૪૫
૯૩ લેતાં લેતાં રામનામ રે ... ... ... ૪૬
૯૪ મેરો મન રામહિ રામ રટે રે ... ... ... ૪૬
૯૫ પાયોજી મૈંને રામ રતન ધન પાયો ... ... ૪૭

૯૬ મોહી લાગી લટક ગુરુ–ચરણનકી ... ... ૪૭
૯૭ અબ તો હરિ નામ લૌ લાગી ... ... ... ૪૭
૯૮ નહિ ઐસો જન્મ બારંબાર ... ... ... ૪૮
૯૯ તુમ બીન મોરી કૌન ખબર લે, ગોવરધન ગીરધારી ૪૮
૧૦૦ જૂનું થયું રે દેવળ જૂનું થયું ... ... ... ૪૮


## નરસિંહ મહેતાનાં પદો


૧ પ્રભાત જાણી પંખીડાં રે ઊઠયાં ... ... ૪૯
૨ ધન્ય ધન્ય દિવસ આજ અનોપમ ... ... ૪૯
૩ નાનું સરખું ગોકુળિયું મારે ... ... ૫૦
૪ આવડી રાઢ શી વિઠ્ઠલા ... ... ... ૫૦
૫ જસોદા તારા કાનુડાને ... ... ... ૫૧
૬ જસોદાજી જમવાને તેડે ... ... ... ૫૧
૭ જળકમલ છાંડી જાને બાળા ... ... ... ૫૨
૮ જમો તો જમાડું રે, જીવન મારા ... ... ૫૩
૯ જમો જમો રે જુગદાધાર ... ... ... ૫૩
૧૦ જય જય નટવર વેષા ... ... ... ૫૪
૧૧ અજ્ઞાન અબુદ્ધ તારું મન ચોદિશ ભમે... ... ૫૫
૧૨ મારો ઠાકોર શ્રી દામોદર ... ... ... ૫૫
૧૩ હરિભક્તિ વિના જે જન જીવે ... ... ... ૫૬
૧૪ વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે ૫૬
૧૫ ભૂતળ ભક્તિ પદારથ મોટું ... ... ... ૫૭
૧૬ બળિતણે દ્વારે હરિ વિપ્ર વામન હુવા ... ... ૫૭
૧૭ ગિરિ તળાટી ને કુંડ દામોદર ... ... ... ૫૮
૧૮ એવા રે અમો એવા રે એવા ... ... ... ૫૯
૧૯ તું તારા બીર્દ સામું જોજે શામળા ... ... ૫૯
૨૦ ઘેલા મન ગોવિંદ ને ગાની રે ... ... ... ૬૦
૨૧ પ્રાત: સમે સૂર્ય ઊગ્યા પહેલાં ... ... ૬૦
૨૨ સંતો અમે રે વેંવરિયા શ્રીરામના ... ... ૬૧
૨૩ જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા ... ... ૬૧
૨૪ રાત રહે જાહરે, પાછલી ખટ ઘડી ... ... ૬૨
૨૫ ઊઠ ઉતાવળો ચાલ્યને વિઠ્ઠલા ... ... ... ૬૨
૨૬ હરિ હરિ રટણ કર, કઠણ કળિકાળમાં ... ... ૬૨
૨૭ બાપજી પાપ મેં કવણ કીધાં હશે ... ... ૬૩

૨૮ તારા દાસના દાસની નિત્ય સંગત વિના ... ૬૩
૨૯ ધ્યાન ધર, ધ્યાન ધર, નંદના કુંવરનું ... ... ૬૪
૩૦ ધ્યાન ધર, ધ્યાન ધર, નેત્રમાં નાથ છે ... ૬૪
૩૧ હરિતણું હેત તને કેમ ગયું વીસરી ... ... ૬૫
૩૨ મારા નાથજી મુજને, ભક્તિ દેજો સદા ... ... ૬૫
૩૩ જે ગમે જગતગુરુદેવ જગદીશને ... ... ૬૬
૩૪ ધ્યાન ધર હરિતણું, અલ્પમતિ આળસુ... ... ૬૭
૩૫ તારા દાસનાં ચરણની, રેણુ મસ્તક ધરું ... ૬૭
૩૬ સમરને શ્રી હરિ, મેલ મમતા પરી ... ... ૬૮
૩૭ પારકી હૂંશે મહતા કરે પ્રાણિયા ... ... ૬૮
૩૮ ધન્ય રે ધન્ય મહાપુણ્ય જસોદાતણું ... ... ૬૮
૩૯ વર્ણના ધર્મ તે, કર્મ કરવાં ટળ્યાં ... ... ૬૯
૪૦ અલ્યા ભૂલ મા ભૂલ માં ભક્તિ ભૂધરતણી ... ૬૯
૪૧ અલ્યા નામ પામ્યો, પણ રામને નવ લહ્યો ... ૭૦
૪૨ નીરખને ગગનમાં, કોણ ઘૂમી રહ્યો ... ... ૭૧
૪૩ અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ ... ... ૭૧
૪૪ શરીર શોધ્યા વિના સાર નહિ સાંપડે ... ... ૭૨
૪૫ જાગીને જોઉં તો જગત દીસે નહિ ... ... ૭૨
૪૬ જ્યાંલગી આતમા–તત્ત્વ ચીન્યો નહિ ... ... ૭૩
૪૭ શા સુખે સૂતો સંભાર શ્રી નાથને ... ... ૭૩
૪૮ રઝળતી રાંડનાં, રડવડતાં છોકરાં ... ... ૭૪
૪૯ એક તું એક તું એમ સૌ કો સ્તવે ... ... ૭૪
૫૦ રાખ્ય ભવસિંધુમાં અતિશે મહા ભય થકી ... ૭૫
૫૧ (દેવા) આદ્ય તું મધ્ય તું અંત્ય તું ત્રિકમા ... ૭૫
૫૨ પુરું ના પડે નાથજી તમારી કૃપા વિના ... ૭૬
૫૩ જુવાનીને દહાડે રે, હરિને જાણ્યા નહીં રે ... ૭૬
૫૪ ગુમાનના ઘેલા રે, આવરદા તો વહી ગઈ રે ... ૭૬
૫૫ દુરમતિયા ડાહ્યા થઇ આવે ... ... ... ૭૭
૫૬ ભક્તિ વિના જે જન જીવે ... ... ... ૭૭
૫૭ વાસ નહિ જ્યાં વૈષ્ણવ કેરો ... ... ... ૭૮
૫૮ નારાયણનું નામ જ લેતાં ... ... ... ૭૮
૫૯ બાલા રે વરની પાલખી ... ... ... ૭૮
૬૦ ઘડપણ કેણે મોકલ્યું ... ... ... ૭૯

૬૧ જે કુળ હરિની ભક્તિ ન સાધી... ... ... ૮૦
૬૨ જાય છે જુવાની, તારી જાય છે જુવાની ... ૮૦
૬૩ સુખદુઃખ મનમાં ન આણિયે ... ... ... ૮૧
૬૪ સંસારનો ભય નિકટ ન આવે ... ... ૮૨
૬૫ તાહરી મેહેરની લેહેર જો પલક પામું ... ... ૮૨
૬૬ પઢો રે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે... ૭૨
૬૭ કૃષ્ણ કહો કૃષ્ણ કહો, આ અવસર છે કે'વાનું ... ૮૩
૬૮ ધન્ય ધન્ય ગોકુળિયું ગામ રે ... ... ૮૩
૬૯ નિર્ધન પુરુષ તે નકી હરિ જાણજો ... ... ૮૪
૭૦ તાહરા દાસની હાણ તે હાણ છે તાહરી ... ૮૪
૭૧ વાત વિચારો, મહેતા વાત વિચારો રે ... ... ૮૪
૭૨ તુમ વિના કોને ન જાચું, જાદવરાય ... ... ૮૫
૭૩ વાહલા રે મુને વૈષ્ણવ વાહલા ... ... ... ૮૫
૭૪ તમારી કૃપાથી શું ના હોય મારા વા'લા ... ૮૫
૭૫ દેવા ટેવ પડી તુજને, દીન પ્રતિ પાળવા ... ૮૬
૭૬ મોકલો જસોદાજી કુંવર તમારો ... ... ૮૬
૭૭ લગારેક નંદના છોરા, આવને મારી ગાવડી દો'વા ૮૭
૭૮ અહો ભાઈ રે શાંતિ પમાડે તેને સંત કહીએ ... ૮૮
૭૯ સંત કરુણા થકી, સકળ કારજ સરે ... ... ૮૮
૮૦ લૂંટાણો રે લોભિયા ... ... ... ... ૮૯
૮૧ વૈષ્ણવ ને ઘેર બેઠાં ગંગા ... ... ... ૮૯
૮૨ વૈષ્ણવ જનને વિષયથી ટળવું ... ... ... ૯૦
૮૩ વૈષ્ણવ જનને વિરોધ ન કોઈસું ... ... ૯૦
૮૪ કૃષ્ણજી, કૃષ્ણજી, કૃષ્ણજી, કહેતા ઊઠો રે પ્રાણી ... ૯૧
૮૫ જદુપતિનાથ તે મિત્ર છે તમતણા ... ... ૯૧
૮૬ સાંભળો ભામિની કાન ધરી કામિની ... ... ૯૨
૮૭ સ્વામી સાચું કહ્યું બોલવું નવ રહ્યું ... ... ૯૨
૮૮ વિનતિ વળી કહું ભેટ લાવી દઉં ... ... ૯૩
૮૯ ચાલિયો વાટમાં, જ્ઞાનીના ઘાટમાં ... ... ૯૩
૯૦ ભાગ્ય જો જો બાઈ કૃપણ ભિક્ષુકતણું ... ... ૯૪
૯૧ છપ્પન ભોગ જ્યાં કવણ તાંદુલ ત્યાં ... ... ૯૫
૯૨ વિપ્ર ચાલ્યો વળી, કૃષ્ણ સાથે મળી ... ... ૯૫
૯૩ ધન્ય તું ધન્ય તું, રાય રણછોડજી ... ... ૯૫

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# ગ્રંથોનું સૂચીપત્ર

## ઉત્તમ ધાર્મિક ગ્રંથો

| | |
|---|---|
| સંપૂર્ણ મહાભારત—૭ ગ્રંથો | ૪૫—૦ |
| ઉપનિષદો—૧૧૨,—બે ગ્રંથમાં | ૪—૦ |
| તુલસીકૃત રામાયણ—બે ગ્રંથમાં | ૭—૮ |
| માનસ રામાયણ—બે ગ્રંથમાં | ૭—૦ |
| વાલ્મીકિ રામાયણ | ૬—૮ |
| યોગવાસિષ્ઠ મહારામાયણ | ૧૨—૦ |
| દત્ત—પરશુરામ | ૨—૦ |
| ભગવતી (દેવી)ભાગવત | ૬—૦ |
| મનુસ્મૃતિ | ૩—૦ |
| પાતંજલ યોગસૂત્ર | ૧—૦ |
| જ્ઞાનયોગ | ૦—૧૨ |
| આખ્યાનમાળા—બે ગ્રંથમાં | ૬—૦ |
| વૈદિક વિનય | ૩—૧૨ |
| મહાભારત મંજરી | ૩—૦ |
| તું કોણ ? | ૨—૦ |
| અષ્ટાવક્રગીતા | ૦—૮ |
| અવધૂતગીતા | ૧—૦ |
| આત્મરામાયણ | ૦—૧૨ |
| જીવન્મુક્તિવિવેક | ૧—૪ |
| ગીરધરકૃત રામાયણ | ૩—૮ |
| ઉપદેશસારસંગ્રહ | ૧—૮ |
| સુબોધરત્નાકર | ૧—૮ |
| હૃદયતરંગ ને બ્રાહ્મણની ગૌ | ૧—૦ |
| આર્યધર્મનીતિ | ૦—૮ |
| વિદુરનીતિ | ૦—૧૨ |
| વિભુની વાટે ને રામા૦ રત્નપ્રભા | ૦—૪ |
| વિષ્ણુસહસ્રનામાવલિદર્શન | ૦—૬ |
| પરમાનંદની પ્રાપ્તિ | ૧—૮ |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્દગીતા | ૪—૦ |
| શ્રીમદ્‌ભગવદ્દગીતા—નીલકંઠી | ૧—૧૦ |
| શ્રીભગવદ્દગીતા | ૦—૮ |
| શ્રીભગવદ્દગીતા | ૦—૪ |
| मूळ पंचरत्न भगवद्गीता—स्थूलाक्षर | ૧—૨ |
| ,, ,, —मध्यमाक्षर—सादी | ૦—૮ |
| ,, ,, —नाना अक्षर ,, | ૦—૫ |
| मूळ भगवद्गीता—मोटी | ૦—૧૦ |
| ,, —मध्यम | ૦—૫ |

## વૈદક ને વિજ્ઞાન

| | |
|---|---|
| આર્યભિષક્—૧૦ મી આવૃત્તિ | ૬—૦ |
| ઔષધિ કલ્પલતા | ૦—૧૨ |
| વૈદકસંબંધી વિચારો—ભા. ૧,૨. | ૩—૧૨ |
| આયુર્વેદ નિબંધમાળા—ભા. ૧ | ૨—૮ |
| ,, ,, —ભા. ૨ | ૧—૧૨ |
| આરોગ્ય ને ખોરાક | ૧—૦ |
| હિંદના આર્થિક વિકાસની યોજના | ૦—૮ |

## સંતપુરુષોનાં ચરિત્રો

| | |
|---|---|
| મહર્ષિ દયાનંદ | ૧—૦ |
| સ્વામી સહજાનંદ | ૦—૧૨ |
| ગુરુ નાનક | ૦—૬ |
| બુદ્ધચરિત્ર ને અન્ય સંતપુરુષો | ૨—૦ |
| રામકૃષ્ણ પરમહંસ—ચરિત્ર | ૨—૮ |
| સ્વામી વિવેકાનંદ—ચરિત્ર | ૩—૦ |
| સ્વામી રામતીર્થ—ચરિત્ર | ૩—૦ |
| સંત તુકારામ—ચરિત્ર | ૨—૮ |
| ચૈતન્ય મહાપ્રભુ—ત્રણ ગ્રંથો | ૬—૮ |
| જ્ઞાનેશ્વર અને એકનાથ | ૨—૮ |

સ્વામી બ્રહ્માનંદ અને શિવાનંદનાં ચરિત્રો ૧–૬
શ્રીરામચંદ્ર દત્ત ને નાગમહાશયનાં ચરિત્રો ૧–૦
સરયુદાસ ને ભૂધરભક્ત ૦–૧૦
ભક્તચરિત્ર ૨–૮
મહાવીર–ચરિત્ર ૦–૬
આદર્શ ચરિત્રસંગ્રહ–બે ગ્રંથ ૪–૪
મુસ્લિમ મહાત્માઓ ૨–૪
તૈલંગસ્વામી વગેરે ૦–૪
સાંઈબાબા ૩–૮

## સંતવાણી તથા ઉપદેશો

પરમસુખી થવાના ઉપાય ૨–૦
અખાની વાણી ૩–૦
દીવાને સાગર ૪–૮
પ્રીતમદાસની વાણી ૨–૮
ભજનસાગર ૨–૮
ગુજરાતની ગઝલો ૧–૦
તુકારામ ગાથા–બે ગ્રંથમાં ૬–૦
દાસબોધ ૨–૮
સ્વામી રામતીર્થ–ગ્રંથ ૧ લો ૨–૮
,, ,, –ગ્રંથ ૩ જો ૨–૮
રામકૃષ્ણકથામૃત–બે ગ્રંથોમાં ૫–૦
સ્વામી વિવેકાનંદ–ગ્રંથ ૨ જો ૨–૪
,, –ભક્તિયોગ ભા. ૮ મો ૧–૮
પાતંજલયોગ ને જ્ઞાનયોગ ૨–૦
तुकाम्हणे–( મરાઠી) ૦–૫
પ્રભુમય જીવનનું રહસ્ય ૧–૦

## ઐતિહાસિક ને સાહિત્ય

સાહિત્યપ્રારંભિકા ૧–૦
કચ્છની લોકવાર્તા ૨–૦
ભારતના વીરપુરુષો ૧–૪
વીર દુર્ગાદાસ ને મારુ સરદારો ૧–૦

## ઉત્સાહ ને ચેતનાપ્રેરક

સંસારમાં સુખ ક્યાં છે? ૧–૦
સુબોધ કથાસાગર ૨–૦
આગળ ધસો ૨–૮
ભાગ્યના સ્રષ્ટાઓ ૨–૮
સુખી જીવનનાં સાધન ૧–૮
આદર્શદૃષ્ટાંતમાળા–ભાગ ૧, ૨ ૪–૦
કતલખાનું ૩–૦
શુભસંગ્રહ–ભાગ ૧–૨–૯ ૫–૪
સુબોધ પુષ્પવાટિકા ૦–૫

## બાળોપયોગી

ભારતીય નીતિકથાઓ ૦–૮
સુબોધક નીતિકથા ૦–૮
સદ્‌ગુણી બાળકો ૦–૪
બાળસદ્‌બોધ ૦–૪
બાળકોની વાતો–ભાગ ૧, ૨ ૦–૧૧
બિરબલ અને બીજા ૧–૮

## સ્ત્રીઉપયોગી ગ્રંથો

ભારતની દેવીઓ–ત્રણ ગ્રંથમાં ૯–૦
દયાળુમાતા ને સદ્‌ગુણીપુત્રી ૦–૮
ટૂંકી વાર્તાઓ–ભાગ ૧ લો ૨–૮
ટૂંકી વાર્તાઓ–ભાગ ૨ જો ૨–૮
,, –ભાગ ૫ મો ૨–૮
,, –ભાગ ૬ ઠ્ઠો ૨–૮
સાચું સ્વર્ગ, સ્વર્ગનું વિમાન, કૂંચી, પ્રકાશ, જિંદગી ખજાનો, આનંદ, સીડી, સડક, સંસારમાં સ્વર્ગ–૧૦ પુસ્તકો ૨૦–૦
પરમહંસ શ્રીરામકૃષ્ણ–ચિત્ર ૦–૨
શ્રીચૈતન્ય મહાપ્રભુનું સંકીર્તન–(ત્રિરંગી) ચિત્ર ૦–૨
જ્ઞાનપટ ને સોપાનપટ ૦–૧

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** — ભદ્ર પાસે અમદાવાદ ને કાલબાદેવી રોડ, મુંબઈ–૨

# મીરાં

## કૃષ્ણકીર્તનનાં પદો

### ૧

રાગ—પ્રભાત

મુજ અબળાને મોટી મિરાત બાઈ, શામળો ઘરેણું મારે સાચું રે. ટેક.
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મારે હૈયે રે;
ચિત્તમાળા ચતુરભુજ ચૂડલો, શીદ સોની ઘેર જઇયે રે ? મુજ૦
ઝાંઝરિયાં જગજીવનકેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે;
વિંછુવા ઘૂઘરા રામનારાયણના, અણવટ[1] અંતરજામી રે. મુજ૦
પેટી ઘડાવું પુરુષોત્તમ કેરી, ત્રિકમ નામનું તાળું રે;
કૂંચી કરાવું કરુણાનંદ કેરી, તેમાં ઘરેણું મારું ઘાલું રે. મુજ૦
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઈ કાચું રે;
મીરાંબાઈ કહે પ્રભુ ગિરિધરનાગર, હરિને ચરણે જાચું રે. મુજ૦

### ૨

બોલ મા બોલ મા બોલ મા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા. ટેક.
સાકર શેલડીનો સ્વાદ તજીને, કડવો તે લીમડો ઘોળ મા રે. રાધા૦
ચાંદાસૂરજનું તેજ તજીને, આગિયા સંગાથે પ્રીત જોડ મા રે. રાધા૦
હીરા રે માણેક ઝવેર તજીને, કથીર સંગાથે મણિ તોળ મા રે. રાધા૦
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, શરીર આપ્યું સમતોલમાં[2] રે. રાધા૦

---

૧ સ્ત્રીઓના પગના અંગૂઠાનું ઘરેણું. ૨ભારોભાર, સાટોસાટ.

### ૩

પ્રેમની પ્રેમની પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની. ટેક.
જળ જમુનાનાં ભરવા ગયાં'તાં, હતી ગાગર માથે હેમની રે. મને૦
કાચે તે તાંતણે હરિજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમની રે. મને૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, શામળી સૂરત[1] શુભ એમની રે. મને૦

### ૪

લેહ લાગી મને તારી, અલ્યા જી લેહ લાગી મને તારી. ટેક.
કામકાજ મૂક્યૂં ને ધામ જ મૂક્યૂં, મનમાં ચાહું છું મોરારિ.[2] અલ્યા૦
ખભે છે કામળીને હાથમાં છે વાંસળી, ગોકુળમાં ગાયો ચારી. અલ્યા૦
સોળસહસ્ર ગોપીઓને તમે વરિયા, તોય તમે બાળબ્રહ્મચારી. અલ્યા૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણકમળ બલિહારી. અલ્યા૦

### ૫

હાંરે કોઈ માધવ લ્યો, માધવ લ્યો, વેચંતી વ્રજનારી રે. હાંરે૦
માધવને મટુકીમાં ઘાલી, ગોપી લટકે લટકે ચાલી રે. હાંરે૦
હાંરે ગોપી ઘેલું શું બોલતી જાય, મટુકીમાં ન સમાય રે. હાંરે૦
નવ માનો તો જુવો ઉતારી, માંહી જુવે તો કુંજબિહારી રે. હાંરે૦
વૃંદાવનમાં જાતા દહાડી, વાલો ગૌ ચારે છે ગિરિધારી રે. હાંરે૦
ગોપી ચાલી વૃંદાવન વાટે, સૌ વ્રજની ગોપીઓ સાથે રે. હાંરે૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, જેનાં ચરણકમળ સુખસાગર રે. હાંરે૦

### ૬

રાગ પરજ

ગોવિંદો પ્રાણ અમારો રે, મને જગ લાગ્યો ખારો રે;
મને મારો રામજી ભાવે રે, બીજો મારી નજરે ન આવે રે. ટેક.

---

૧ ચહેરો, મુખાકૃતિ. ૨ વિષ્ણુ.

મીરાંબાઈના મહેલમાં રે, હરિસંતનનો વાસ;
કપટીથી હરિ દૂર વસે, મારા સંતનકેરી પાસ. ગોવિંદો૦
રાણોજી કાગળ મોકલે રે, દો રાણી મીરાંને હાથ;
સાધુની સંગત છોડી દો, તમો વસોને અમારે સાથ. ગોવિંદો૦
મીરાંબાઈ કાગળ મોકલે રે, દેજો રાણાજીને હાથ;
રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ. ગોવિંદો૦
વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે, દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પી ગયાં, જેને સહાય શ્રી વિશ્વનો નાથ. ગોવિંદો૦
સાંઢવાળા સાંઢ શણગારજે રે, જાવું સો સો રે કોશ.
રાણાજીના દેશમાં મારે જળ રે પીવાનો દોષ ગોવિંદો૦
ડાબો મેલ્યો મેવાડ રે, મીરાં ગઈ પશ્ચિમમાંય;
સરવ છોડીને મીરાં નીસર્યાં, જેનું માયામાં મનડું ન કાંય. ગોવિંદો૦
સાસુ અમારી સુષુમણા રે, સસરો પ્રેમ–સંતોષ;
જેઠ જગજીવન જગતમાં મારો, નાવલિયો નિર્દોષ. ગોવિંદો૦
ચૂંદડી ઓઢું ત્યારે રંગ ચૂવે રે, રંગબેરંગી હોય;
ઓઢું હું કાળો કામળો, દુજો દાગ ન લાગે કોય. ગોવિંદો૦
મીરાં હરિની લાડણી રે, રહેતી સંત હજૂર;
સાધુ સંઘાતે સ્નેહ ઘણો, પેલા કપટીથી દિલ દૂર. ગોવિંદો૦

૭

પ્રીત પૂરવનીને શું કરું ? ઓ રાણાજી, મારી પ્રીત પૂરવનીને શું કરું ?
હો મેવાડા રાણા, મનડું લોભાણું તેને શું કરું ? ઓ રાણાજી૦
રામજી ભજું તો મારું હૈયું ઠંડું થાય;
ભોજનિયાં ન ભાવે, નયને નિંદલડી ન આય. ઓ રાણાજી૦
કંઠે માળા દોવડી, મારે શીળવરત શણગાર;
કેમ કરી વીસરું રામને, મારા ભવભવનો ભરથાર. ઓ રાણાજી૦

પેઈઆ બાસક[1] ભેજિયા ને દિયા મીરાંને હાથ;
હાર ગળામાં નાખિયો ને મેહેલ ભયો ઉજાસ. ઓ રાણાજી૦
વિખના પ્યાલા ભેજિયા ને દો મીરાંને હાથ;
કરી ચરણામૃત પી ગયાં, મારા રામતણે વિશ્વાસ. ઓ રાણાજી૦
વિખના પ્યાલા પી ગયાં ને ભજન કરે રાઠોડ;
તારી મારી નહિ મરું, મને રાખણવાળો ઓર. ઓ રાણાજી૦
રાઠોડાંની દીકરી ને, સીસોદાંને સાથ;
લઈ જાતી વૈકુંઠડે, મારી પ્રથમ ન માની બાત. ઓ રાણાજી૦
મીરાં દાસી રામકી ને રામ ગરીબનિવાજ;
મીરાંકી લજ્યા રાખજો, મારી બાંહિ ગ્રહ્યાની લાજ. ઓ રાણાજી૦

૮

રાગ–માઢ

બંસીવાલા આજો મોરા દેશ;
આજો મોરા દેશ, હો બંસીવાલા, આજો મોરા દેશ:
તોરી સામળી સૂરત હદ વેશ, બંસીવાલા આજો મોરા દેશ.... ટેક.
આવન આવન કેહ ગયે, કર ગયે કોલ અનેક;
ગણતાં ગણતાં ઘસ ગઈ જીભા, હારી આંગળીઓની રેખ. બંસી૦
એક બન ઢૂંઢી સકલ બન ઢૂંઢી, ઢૂંઢો સારો દેશ;
તોરે કારણ જોગન હોઉંગી, કરુંગી ભગવો વેશ. બંસી૦
કાગદ નાહિ મારે સાહી નાહિ, કલમ નહિ લવલેશ;
પંખીનું પરમેશ નહિ, કીન સંગ લખું સંદેશ. બંસી૦
મોર મુગટ શીર છત્ર બિરાજે, ઘુંઘરવાળા કેશ.
મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, આવોની એણે વેશ. બંસી૦

---

૧ કાળો નાગ.

૯

રામ સીતાપતિ તારી લેહ લાગી, હો તમને ભજ્યેથી મારી ભીડ ભાગી. રામ૦
ઘરનો તે ધંધો મને નથી ગમતો, સાધુ સંગાથે મારી પ્રીત બાંધી. રામ૦
કામકાજ છોડ્યાં મેં તો લોકલાજ મેલી, પ્રેમ મગનમાં હું રાજી. રામ૦
અજ્ઞાનની કોટડીમાં ઊંઘ ઘણી આવે, પ્રેમ પ્રકાશમાં હું જાગી. રામ૦
દુર્જિન લોક મારી નિંદા કરે છે, વા'લા લાગે છે મને વેરાગી. રામ૦
નાચીકૂદીને મેં તો ભક્તિ ન કીધી, લોકની લાજ મેં બહુ રાખી. રામ૦
ધ્રુવજીને લાગી પ્રહ્લાદજીને લાગી, દ્રૌપદીની સભામાં ભીડ ભાગી. રામ૦
બાઈ મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, જનમોજનમની હું ત્યાગી. રામ૦

૧૦

વાગે છે રે વાગે છે, વૃંદાવન મોરલી વાગે છે, તેનો શબ્દ ગગનમાં ગાજે છે. ટેક.
વૃંદા તે વનને મારગ જાતાં વા'લો દાણ[1] દધિનાં માગે છે. વૃં૦
વૃંદા તે વનમાં રાસ રચ્યો છે, વા'લો રાસમંડળમાં બિરાજે છે. વૃં૦
પીળાં પીતાંબર જરકસી[2] જામા, વા'લાને પીળો તે પટકો[3] બિરાજે છે. વૃં૦
કાને તે કુંડળ મુસ્તકે મુગટ, હાંરે વા'લા મુખ પર મોરલી બિરાજે છે. વૃં૦
વૃંદા તે વનની કુંજગલનમાં, વા'લો થનક થૈ થૈ નાચે છે. વૃં૦
બાઈ મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, વા'લા દર્શનથી દુ:ખડાં ભાગે છે. વૃં૦

૧૧

નંદલાલ નહિ રે આવું મજ ઘેર કામ છે,
તુલસીની માળામાં શ્યામ છે; વા'લા. નંદલાલ૦
વૃંદા તે વનને મારગ જાતાં,
રાધા ગોરીને કાન શ્યામ છે; વા'લા. નંદલાલ૦
વૃંદા તે વનમાં રાસ રચ્યો છે,
સહસ્ર ગોપી ને એક કહાન છે; વા'લા. નંદલાલ૦

---

૧ જકાત. ૨ કસબના ભરતવાળા. ૩ લૂગડાનો ટૂંકો કકડો.

વૃંદા તે વનને મારગ જાતાં,
દાણ આપ્યાની ઘણી હામ છે; વા'લા. નંદલાલ૦
વૃંદા તે વનની કુંજ ગલીમાં,
ઘેર ઘેર ગોપીઓનાં ઠામ છે; વા'લા નંદલાલ૦
આણી તીરે ગંગા વા'લા પેલી તીરે જમુના,
વચમાં ગોકળિયું ગામ છે; વા'લા. નંદલાલ૦
ગામનાં વલોણાં મારે મહીનાં વલોણાં,
મહીડાં ઘૂમ્યાની ઘણી હામ છે; વા'લા. નંદલાલ૦
બાઈ મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ,
ચરણનમેં સુખ શ્યામ છે; વા'લા નંદલાલ૦

## ૧૨

રામનામ સાકર કટકા, હાંરે મુખ આવે અમી રસ ઘટકા;
હાંરે જેને રામ ભજન પ્રીત થોડી, તેની જીભલડી લ્યોને તોડી.
હાંરે જેણે રામતણા ગુણ ગાયા, તેણે જમના માર ન ખાયા;
હાંરે ગુણ ગાય છે મીરાંબાઈ, તમે હરિ ચરણે જાઓ ધાઈ.

## ૧૩

રામ રમકડું જડિયું રે, રાણાજી, મને રામ રમકડું જડિયું. ટેક.
રુમઝુમ કરતું મારે મંદિરે પધાર્યું,
નહિ કોઇને હાથે ઘડિયું રે. રાણાજી૦
મોટા મોટા મુનિજન મથી મથી થાકયા,
કોઇએક વિરલાને હાથે ચડિયું રે. રાણાજી૦
સુન શિખરના રે ઘાટથી ઉપર,
અગમ અગોચર નામ પડિયું રે. રાણાજી૦
બાઈ મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
મારું મન શામળિયાશું જડિયું રે. રાણાજી૦

## ૧૪

ધ્યાન ધણી કેરું ધરવું રે, બીજું મારે શું કરવું?
શું કરવું રે સુંદરશ્યામ, બીજાને મારે શું કરવું! ટેક.
નિત્ય ઊઠીને અમે નાહીએ ને ધોઇએ રે,
ધ્યાન ધણીતણું ધરીએ રે. બીજું૦
સંસારસાગર મહાજળ ભરિયો રે વા'લા,
તારા ભરુંસે અમે તરીએ રે. બીજું૦
સાધુજનને ભોજન જમાડીએ વા'લા,
જૂઠું વધે તે અમે જમીએ રે. બીજું૦
વૃંદા તે વનમાં રાસ રચ્યો રે વા'લા,
રાસમંડળમાં તો અમો રમીએ રે. બીજું૦
હીર ને ચીર મને કામ ન આવે વા'લા,
ભગવાં પહેરીને અમે ભમીએ રે. બીજું૦
બાઈ મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
ચરણકમળમાં ચિત્ત ધરીએ રે. બીજું૦

## ૧૫

દવ તો લાગેલ ડુંગરમેં, કહોને ઓધાજી હવે કેમ કરીએ;
કેમ તે કરીએ, અમે કેમ કરીએ, દવ તો લાગેલ ડુંગરમેં. ટેક.
હાલવા જઈએ તો વહાલા હાલી ન શકીએ,
બેસી રહીએ તો અમે બળી મરીએ રે. કહોને૦
આરે વરતીએ નથી ઠેકાણું રે વહાલા હેરી,
પર વરતીની પાંખે અમે ફરીએ રે. કહોને૦
સંસારસાગર મહાજળ ભરિયો વહાલા હેરી,
બાંહેડી ઝાલો નીકર બૂડી મરીએ રે. કહોને૦

બાઈ મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
ગુરુજી તારે તો અમે તરીએ રે. કહોને૦

૧૬

જ્ઞાનકટારી મારી, અમને પ્રેમકટારી મારી. ટેક.
મારે આંગણે રે રામજી તપસીઓ તાપે રે,
કાને કુંડળ જટાધારી રે; રાણાજી, અમને જ્ઞાન૦[1]
મકનોસો હાથી રામજી, લાલ અંબાડીરે, અંકુશ દઈ દઈ હારી રે; રાણાજી.
ખારા સમુદ્રમાં અમૃતનું વહેળિયું રે, એવી છે ભક્તિ અમારી રે; રાણાજી.
બાઈ મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ચરણકમળ બલિહારી રે; રાણાજી.

૧૭

તમે જાણી લ્યો સમુદ્ર સરીખા,
મારા વીરા રે, આ દિલ તો ખોલીને દીવો કરો રે, હોજી. ટેક.
આ રે કાયામાં છે વાડીઓ રે હોજી,
માંહે મોર કરે છે ઝીંગોરા રે. મારા૦
આ રે કાયામાં છે સરોવર રે હોજી,
માંહે હંસ તો કરે છે કલ્લોલા રે. મારા૦
આ રે કાયામાં છે હાટડાં રે હોજી,
તમે વણજવેપાર કરોને અપરંપારા રે. મારા૦
બાઈ મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ હોજી,
દેજો અમને સંતચરણે વાસેરા રે. મારા૦

૧૮

ચરણરજમહિમા મેં જાની. ટેક.
યેહી ચરણસેં ગંગા પ્રકટી, ભગીરથ કુલ તારી. ચરણ૦

---

૧ અહીં ખરું જોતાં પ્રેમ જોઇએ, પણ મૂળ પ્રતમાં જ્ઞાન હોવાથી તે રહેવા દીધું છે.

યેહી ચરણસેં વિપ્ર સુદામા, હરિ કંચન ધામ દીની. ચરણ૦
યેહી ચરણસેં અહલ્યા ઉધારી, ગૌતમકી પટરાની. ચરણ૦
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, યેહી ચરણકમળમેં લપટાની. ચરણ૦

૧૯

રાધા પ્યારે દે ડારોજી, બંસી હમારી; રાધા. ટેક.
યે બંસીમેં મેરા પ્રાન બસત હે, વો બંસી લેઈ ગઈ ચેરી.[1] રાધા૦
ના સોનેકી બંસી ના રૂપેકી, હરે હરે બાંસકી પેરી. રાધા૦
ઘટીએક મુખમેં ઘટીએક કરમેં, ઘટીએક અધર ધરી. રાધા૦
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ચરણકમળ પર બરારી. રાધા૦

૨૦

માઈ મોરે નયન બસે રઘુબીર. ટેક.
કર સર ચાપ કુસમ સર લોચન, ઠાડે ભયે મન ધીર. માઈ૦
લલિત લવંગ લતા નાગર લીલા, જબ પેખો તબ રણબીર. માઈ૦
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, બરસત કાંચન નીર. માઈ૦

૨૧

બાઈ મેંને ગોવિંદ લીન્હો વણમોલ. ટેક.
કોઈ કહે હલકા કોઈ કહે ભારે, લિયો તરાજુ તોલ. બાઈ૦
કોઈ કહે સસ્તા, કોઈ કહે મેહેંગા, કોઈ કહે કા'ન અનમોલ. બાઈ૦
બ્રિંદાબનકી કુંજગલનમેં, લીન્હો બજાકે મેને ઢોલ. બાઈ૦
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, પૂર્વજનમકો દિયો બોલ. બાઈ૦

---

૧ દાસી.

## ૨૨

રાગ ઝીંઝોટી–પ્રભાત

અબ તો મેરા રામ નામ, દુસરા ન કોઈ. ટેક.
માતા છોડી પિતા છોડે છોડે સગા ભાઈ,
સાધુ સંગ બેઠ બેઠ લોકલાજ ખોઈ. અબ૦
સંત દેખ દોડ આઈ જગત દેખ રોઈ,
પ્રેમ–આંસુ ડાર ડાર અમરબેલ બોઈ. અબ૦
મારગમેં તારણ મીલે સંતરામ દોઈ,
સંત સદા શીશ રખું રામ હૃદય હોઈ. અબ૦
અંતમેંસે તંત કાઢ્યો પીછે રહી સોઈ,
રાણે મેલ્યા બિખકા પ્યાલા, પીબત મસ્ત હોઈ. અબ૦
અબ તો બાત ફેલ ગઈ, જાણે સબ કોઈ,
દાસ મીરાં લાલ ગિરધર, હોની હો સો હોઈ. અબ૦

## ૨૩

દર્દ ના જાને મેરા કોઈ રે, મેં તો દર્દે દીવાની. દર્દ ના.
ઘાયલકી ગત ઘાયલ જાને, જા શિર બીતી હોઈ રે. મેં૦
જલ બિના જૈસી મછલી હી તલપે, સો ગત મેરી હોઈ રે. મેં૦
સૂળી ઉપર સેજ હમારી, તાપર રહેવું સોઈ રે. મેં૦
મીરાંકો દુ:ખ જબ મીટેગો, બૈદ શામરો વોહી રે. મેં૦

## ૨૪

ભજી લોની સંતો, ભજી લોની સાધો;
રામજી બિના કેસો જીવણ રે, હો જી. ટેક.
તનનો બનાવું તંબૂરો, જીવનો તાર તણાવું રામ;
બન બન બાજે ઘૂઘરા, જીવને લાડ લડાવું રામ. ભજી૦

આંગણે આંણિયારા આટલા (?) મંદિર લીપ્યાં ના દીસે રામ;
શેર અનાજને સેવતાં, જીવડો જાતાં ના દીસે રામ. ભજી૦
કાયાને આણાં આવિયાં, જમ પાછા ના ફરે રામ;
સાત સાહેલીના ઝૂમખમાં, જીવને આગળ વરાવે રામ. ભજી૦
તલ તલ દેહ હોમિયાં, જરા આજ્ઞા ન મોડું રામ;
જીવડો જાય તો જાવા દેઉં, હરિની ભક્તિ ના છોડું રામ. ભજી૦
નદી રે કિનારે * * નયણે નીર વહેવડાવું રામ;
કાયાની કરું વાડી હું, નદી રે કિનારે ચંપો રોપાવું રામ. ભજી૦
કહાનજીના હાથની રેખા અડે, બિન ચંપે કળીઓ આવે રામ;
દાસ મીરાંબાઈની વિનતિ, ઠાકોર દાસી તુજ કહાવું રામ. ભજી૦

૨૫

પિયા કારણ રે પીળી ભઈ રે, લોક જાણે ઘટરોગ;
છપછપલાં મેં કંઈ કરું, મોઈ પિયુને મિલન લિયો જોગ રે.
નાડી વૈદ્ય તેડાવિયા રે, પકડ ધંધોળે મોરી બાંહ;
એ રે પીડા પરખે નહિ, મોરે કરક કાળજડાની માંહ રે.
જાઓ રે વૈદ્ય ઘેર આપને રે, મારું નામ ના લેશ;
હું રે ઘાયલ હરિ નામની રે, માઇ કેડો લેઈ ઓષદ ના દેશ રે.
અધરસુધા રસગાગરી રે, અધરરસ ગોરસ લેશ;
બાઈ મીરાંકે પ્રભુ ગિરધર નાગર, ફરીને અમીરસ પીવેશ રે.

૨૬

જેને મારા પ્રભુજીની ભક્તિ ના ભાવે રે, તેને ઘેર શીદ જઈએ?
જેને ઘેર સંત પ્રાહુણો[1] ના આવે રે, તેને ઘેર શીદ જઇએ? ટેક.
સસરો અમારો અગ્નિનો ભડકો, સાસુ સદાની સૂળી રે;
એની પ્રત્યે મારું કાંઈ ના ચાલે રે, એને આંગણીએ નાખું પૂળી રે. તેને૦

[1] મહેમાન.

જેઠાણી અમારી ભમરાનું જાળું, દેરાણી તો દિલમાં દાઝી રે;
નાની નણંદ તો મોં મચકોડે, તે ભાયગે અમારે કર્મે પાજી રે. તેને૦
* * * * તે બળતામાં નાંખે છે વારિ રે;
મારા ઘર પછવાડે સીદ પડી છે, બાઈ તું જીતી ને હું હારી રે. તેને૦
તેને ખૂણે બેસીને મેં તો ઝીણું કાંત્યું, તે નથી રાખ્યું કાંઈ કાચું રે;
દાસી મીરાંબાઈ ગિરધર ગુણ ગાવે,
તારા આંગણિયામાં થેઈ થેઈ નાચું રે. તેને૦

૨૭

આદ્ય વેરાગણ છું, રાણાજી, મેં આદ્ય વેરાગણ છું. ટેક.
મીરાં બાંધે ઘૂઘરા રે, હાથ લિયે કરતાલ;
અમો રે ગિરધર આગળ નાચીશું રે, ગુણ ગાઇશું રે ગોપાલ. રાણાજી૦
વિખના પ્યાલા રાણે મોકલ્યા રે, દીજો મીરાંકે હાથ;
કર ચર્ણામૃત પી ગયાં રે, અમે રે વાસી શ્રી રઘુનાથ. રાણાજી૦

૨૮

લગ રહેના, લગ રહેના, હરિ ભજનસેં લગ રહેના, લગ રહેના. ટેક.
સાહેબકા ઘર દૂર હે રે, જેસી લગી ખજૂર;
ચઢે તે ચાખે પ્રેમરસ, પડે ચકમાચૂર. ભજન૦
ક્યા બકતરકા પહેરના રે, ક્યા ઢાલોંકી ઓથ;
શૂરે પૂરેકા પારખા રે, લઢે ધણીસેં જોર. ભજન૦
કા'ન કટારી વડી રે, ગુરુ ગોવિંદ તલવાર;
ધનુષ્યરૂપી ભાલા બાંધકે, કબુ ના લાગે હાર. ભજન૦
હાડ ચામકી દેહ બની રે, નવ નાડી દશ દ્વાર;
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, લગી મર્મકી ચોટ. ભજન૦

## ૨૯

રાગ—પ્રભાત

જાગો રે અલબેલા કા'ના, મોટા મુગટધારી રે;
સહુ દુનિયા તો સૂતી જાગી, પ્રભુ તમારી નિદ્રા ભારી રે. જાગો રે૦
ગોકુળ ગામની ગાયો છૂટી, વણજ કરે વેપારી રે;
દાતણ કરો તમો આદે દેવા, મુખ ધુઓ મોરારિ રે. જાગો રે૦
ભાતભાતનાં ભોજન નીપાયાં, ભરી સુવર્ણથાળી રે;
લવંગ સોપારી ને એલચી, પ્રભુ પાનની બીડી વાળી રે. જાગો રે૦
પ્રીત કરી ખાઓ પુરુષોતમ, ચવડાવે વ્રજની નારી રે;
કંસની તમે વંશ કાઢી, માસી પૂતના મારી રે. જાગો રે૦
પાતાળે જઇ કાળીનાગ નાથ્યો, અવળી કરી અસવારી રે;
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, હું છું દાસી તમારી રે. જાગો રે૦

## ૩૦

કઠણ લગનથી પ્રીત રે, હરિ લાગી સોઈ જાને. કઠણ૦
પ્રીત કરી કછુ રીત ના જાણી, છોડ ચલે અધબીચ. હરિ૦
દુઃખથી વેળા કોઈ કામ ન આવે, સુખકે સબ હૈ મિત.[1] હરિ૦
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, આખરી જાત આહીર.[2] હરિ૦

## ૩૧

કોઈ ના જાણે હરિયા, તારી ગતિ કોઇ ના જાણે હરિયા. ટેક.
મિટ્ટી ખાત મુખ દેખા જસોદા, ચૌદ ભુવન ભરિયા. તારી૦
પડી પાતાળ કાળી નાગ નાથ્યો, સૂર ને શશી ડરિયા. તારી૦
ડૂબત વ્રજ રાખ લિયો હે, કર ગોવર્દ્ધન ધરિયા. તારી૦
મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, શરણે આયે સો તરિયા. તારી૦

---

૧ મિત્ર. ૨ ભરવાડ.

## ૩૨

કાળાનાં કઠણ હૈડાં રે ઓધવજી, એવાં કાળાનાં કઠણ હૈડાં રે. ટેક.
ટીટુડીનાં ઈંડાં ઉગાર્યાં, મંજારીનાં રાખ્યાં છઈયાં રે. ઓધવજી૦
ગ્રેહથી ગજરાજ ઉગાર્યો, ગોકુળમાં ચારી ગઇયાં રે. ઓધવજી૦
ગોકુળ સઘળું રેલતું રાખ્યું, ગોવર્ધન કર ધરિયા રે. ઓધવજી૦
મીરાં ગાવે ગિરધરના ગુણ, મેં તો તારે લાગુ પૈયાં રે. ઓધવજી૦

## ૩૩

હાંરે મેં તો કીધી છે ઠાકોર થાળી રે,
પધારો વનમાળી રે વનમાળી. હાંરે મેં૦
પ્રભુ કંગાલ તોરી દાસી, હાંરે પ્રભુ પ્રેમના છો તમે પ્યાસી;
દાસીની પૂરજો આશી. પધારો૦
પ્રભુ સાકર દ્રાક્ષ ખજૂરી, માંહે નથી બાસૂદી કે પૂરી;
મારે સાસુનણદીની સૂળી. પધારો૦
પ્રભુ ભાતભાતના લાવું મેવા, તમે પધારો વાસુદેવા;
મારે ભુવનમાં રજની રહેવા. પધારો૦
હાંરે મેં તો તજી છે લોકની શંકા, પ્રીતમકા ઘરહે બંકા;
બાઈ મીરાંએ દીધા ડંકા. પધારો૦

## ૩૪

માર્યાં રે મોહનાં બાણ, ધુતારે મને માર્યાં મોહનાં બાણ. ટેક૦
ધ્રુને માર્યાં, પ્રહ્‌લાદને માર્યાં, તે ઠરી ના બેઠા ઠામ. ધુતારે૦
શુકદેવને ગર્ભવાસમાં માર્યાં, તે ચારે યુગમાં પરમાણ. ધુતારે૦
હિરણ્યકશ્યપ મારી વા'લે ઉગાર્યો પ્રહ્‌લાદ, દૈત્યનો ફેડ્યો છે ઠામ. ધુતારે૦
સાયરપાજ બાંધી વા'લે સેન ઉતારી, રાવણ હણ્યો એક બાણ. ધુતારે૦
મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, હમને પાર ઉતારો શ્યામ. ધુતારે૦

## ૩૫

રાગ મલાર

બોલે ઝીણા મોર, રાધે તારા ડુંગરિયા પર બોલે ઝીણા મોર. રાધે૦
એ મોરહી બોલે બપૈયાહી બોલે, કોયલ કરે કલ શોર. રાધે૦
કાલી બદરિયાં મેં બિજલી ચમકે, મેઘ હુવા ઘનઘોર. રાધે૦
ઝરમર ઝરમર મેહુલો વરસે, ભીંજે મારા સાલુડાની કોર. રાધે૦
બાઈ મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, પ્રભુજી મારા ચિતડાનો ચોર. રાધે૦

## ૩૬

મળ્યો જટાધારી, જોગેશ્વર બાવો, મળ્યો રે જટાધારી. ટેક.
હાથમાં ઝારી હું તો બાળકુંવારી વા'લા, દેવળ પૂજવાને ચાલી. જોગેશ્વર૦
સાડી ફાડી મેં કફની કીધી વા'લા, અંગ પર વિભૂતિ લગાડી. જોગેશ્વર૦
આસન વાળી બાવો મઢીમાં બેઠો વા'લા, ઘેર ઘેર અલખ જગાડી. જોગેશ્વર૦
મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ વા'લા, પ્રેમની કટારી મુને મારી. જોગેશ્વર૦

## ૩૭

નાગર નંદારે મુગટ પર વારી જાઉં, નાગર નંદા. ટેક.
વનસ્પતિમેં તુલસી બડી હેં, નદિયનમેં બડી ગંગા. નાગર૦
સબ દેવનમેં શિવજી બડે હેં, તારનમેં બડા ચંદા. નાગર૦
સબ ભક્ત મેં ભરથરી બડે હેં, શરણ રાખો ગોવિંદા. નાગર૦
મીરાં કે પ્રભુ ગીરધરના ગુણ, ચરણકમળ ચિત્ત ફંદા. નાગર૦

## ૩૮

રાગ સારંગ

કામ છે, કામ છે, કામ છે, ઓધા નહિ રે આવું મારે કામ છે;
શામળિયો ભીને વાન છે રે. ઓધા૦
આણી તીરે ગંગા ને પેલી તીરે જમના,
વચમાં ગોકુળિયું ગામ છે રે. ઓધા૦

સોનું રૂપું મારે કામ ન આવે,
તુલસી તિલક પર ધ્યાન છે રે. ઓધા૦
આગલી પરસાળે મારો સસરોજી પોઢે,
પાછલી પરસાળે સુંદરશ્યામ છે રે. ઓધા૦
મીરાંબાઈ કે પ્રભુ ગિરધરના ગુણ,
ચરણકમળમાં મારો વિશ્રામ છે રે. ઓધા૦

## ૩૯

રાગ ગુર્જર

લેને તુરી[1] લકડી રે, લેને તુરી કામલી,
ગાયો તો ચરાવવા નહિ જાઉં માવડલી. લેને૦
માખણ તો બલભદ્રને ખાયો,
હમને પાયો ખાટી હો રે છાશલડી. લેને૦
વૃન્દાવનને મારગ જાતાં,
પાઉંમેં[2] ખૂંચે ઝીણી કાંકલડી. લેને૦
મીરાંબાઇ કે પ્રભુ ગિરધરના ગુણ,
ચરણકમળ ચિત રાખલડી રે. લેને૦

## ૪૦

રાગ મારુ

રાખો રે શ્યામ હરિ લજ્જા મોરી, રાખો શ્યામ હરિ. ટેક.
ભીમહી બેઠે, અર્જુનહી બેઠે, તેણે મારી ગરજ ન સરી. લજ્જા૦
દુષ્ટ દુર્યોધન ચીરને ખેંચાવે, સભા બીચ ખડી રે કરી. લજ્જા૦
ગરુડ ચઢીને ગોવિંદજી રે આવ્યા, ચીરનાં તો વાં'ણ ભરી. લજ્જા૦
બાઈ મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, ચરણે આવી તો ઊગરી.[3] લજ્જા૦

૧ તારી. ૨ પગમાં. ૩ બચી ગઈ.

### ૪૧

રાગ કાલિંગડા—દીપચંદી

નહિ રે વિસારું હરિ, અંતરમાંથી નહિ રે. ધ્રુવ૦
જલ જમુનાનાં પાણી રે જાતાં શિર પર મટકી ધરી. અંતર૦
આવતાં ને જાતાં મારગ વચ્ચે અમૂલખ વસ્તુ જડી. અંતર૦
આવતાં ને જાતાં વૃન્દા રે વનમાં ચરણ તમારે પડી. અંતર૦
પીળાં પીતામ્બર જરકશી જામા કેસર આડ કરી. અંતર૦
મોરમુગટને કાને રે કુંડલ, મુખ પર મોરલી ધરી. અંતર૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ વિઠ્ઠલવરને વરી. અંતર૦

## પ્રેમ—ભક્તિનાં પદો

### ૪૨

રાગ ગરબી

હાંરે ચાલો ડાકોરમાં જઈ વસિયે,
હાંરે મને લેહ લગાડી રંગરસિયે રે. ચાલો૦
હાંરે પ્રભાતના પહોરમાં નોબત વાજે,
હાંરે અમે દરશન કરવા જઇયે રે. ચાલો૦
હાંરે અટપટી પાઘ કેસરિયો વાઘો,
હાંરે કાને કુંડળ સોઈયે રે. ચાલો૦
હાંરે પીળાં પીતાંબર જરકશી જામો,
હાંરે મોતનમાળાથી મોહિયે રે. ચાલો૦
હાંરે ચંદ્રબદન અણિયાળી આંખો,
હાંરે મુખડું સુંદર સોઇયે રે. ચાલો૦
હાંરે રુમઝુમ રુમઝુમ નેપૂર બાજે,
હાંરે મન મોહ્યું મારું મોરલીએ રે. ચાલો૦

હાંરે મીરાંબાઈ કહે પ્રભુ ગિરિધર નાગર,
હાંરે અંગોઅંગ જઈ મળિયે રે. ચાલો૦

## ૪૩

મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા,
મુખડાની માયા લાગી રે. ટેક.
મુખડું મેં જોયું તારું, સર્વ જગ થયું ખારું,
મન મારું રહ્યું ન્યારું રે. મોહન પ્યારા૦
સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીએ રે. મોહન પ્યારા૦
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઈએ રે. મોહન પ્યારા૦
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો ભે[1] ટાળ્યો રે. મોહન પ્યારા૦
મીરાંબાઈ બલિહારી, આશા મને એક તારી;
હવે હું તો બડભાગી[2] રે; મોહન પ્યારા૦

## ૪૪

આજ મારે સાધુ જનનો સંગ રે રાણા, મારાં ભાગ્ય ભળ્યાં રે. આજ૦
સાધુ જનનો સંગ જો કરીએ પિયાજી, ચડે તે ચોગણો રંગ રે. મારાં૦
સાકુટ[3] જનનો સંગ ન કરીએ પિયાજી, પાડે ભજનમાં ભંગ રે. મારાં૦
અડસઠ તિરથ સંતોને ચરણે પિયાજી, કોટિ કાશી ને કોટિ ગંગ રે. મારાં૦
નિંદા કરશે તે તો નર્કકુંડમાં જાશે પિયાજી, થશે આંધળા અપંગ રે. મારાં૦
મીરાં કહે ગિરિધરના ગુણ ગાયો પિયાજી, સંતોની રજમાં શીર સંગ રે. મારાં૦

---

૧ ભય. ૨ મહાભાગ્યવાન. ૩ દુષ્ટ, હલકા.

## પ્રાર્થનાનાં પદો

### ૪૫

રાગ શ્યામ કલ્યાણ—તાલ રૂપક

હરિ તુમ હરો જનકી ભીર,
દ્રૌપદીકી લાજ રાખી તુમ બઢાયો ચીર.
ભગત કારણ રૂપ નરહરિ, ધર્યો આપ શરીર,
હિરણ્યકશ્યપ માર લીન્હોં ધર્યો નાંહિન ધીર.
બૂડતે ગજરાજ રાખ્યૌ કિયો બાહર નીર,
દાસી મીરાં લાલ ગિરધર દુઃખ જહાં તહાં પીર.

### ૪૬

રાગ દરબારી—તાલ ત્રિતાલ

તુમ સુણૌ દયાલ મ્હારી[૧] અરજી,
ભવસાગરમેં બહી જાત હૂં કાઢો તો થાંરી[૨] મરજી;
ઈણ સંસાર સગો નહિ કોઈ સાંચા સગા રઘુબરજી.
માતપિતા ઔ કુટમ કબીલો સબ મતલબકે ગરજી,
મીરાકી પ્રભુ અરજી સુણ લો ચરણ લગાવો થાંરી મરજી.

### ૪૭

રાગ પીલૂ—તાલ કહરવા

હમને સુણી છે હરિ અધમ ઉધારણ, અધમ ઉધારણ સબ જગ તારણ. ટેo
ગજકી[૩] અરજ ગરજ ઊઠ ધ્યાયો, સંકટ પડ્યૌ તવ કષ્ટનિવારણ.
દ્રુપદસુતાકો ચીર બધાયો,[૪] દુસાશનકો માન પદ મારણ,
પ્રહ્લાદકી પરતિગ્યા[૫] રાખી, હરણાકુસ[૬] નખ ઉદ્ર[૭] બિદારણ.[૮]

---

૧ મારી. ૨ તારી. ૩ હાથીની. ૪ વધાર્યાં, પૂર્યાં. ૫ પ્રતિજ્ઞા.
૬ હિરણ્યકશિપુ. ૭ પેટ, ઉદર. ૮ ચીરી નાખનાર.

રિખિપતની[1] પર કિરપા કિન્હીં, વિપ્ર સુદામાકી બિપતિ બિદારણ,
મીરાં કે પ્રભુ મોં[2] બંદી[3]પર, એતિ અવેરિ[4] ભઈ કિણ[5] કારણ.

૪૮

રાગ બિહાગ—તાલ દીપચન્દી

સ્યામ મોરી બાંહડલી[6] જી ગહો,
યા ભવસાગર મંઝધારમેં[7] થે હી નિભાવણ[8] હો,
મ્હાંમે[9] ઔગણ[10] ઘણા છે હો પ્રભુજી થે હી સહો તો સહો.
મીરાં કે પ્રભુ હરિ અવિનાસી લાજ બિરદકી[11] બહો.

૪૯

રાગ સારંગ—તાલ કહરવા

મૈં તો તેરી શરણ પરી રે, રામા જ્યૂં જાણે જ્યૂં તાર,
અડસઠ તીરથ ભ્રમ ભ્રમ આયો, મન નહિ માની હાર.
યા જગમેં કોઈ નહિ અપણા સુણિયૌ[12] શ્રવણ મુરાર;
મીરાં દાસી રામ ભરોસે જમકા ફંદ નિવાર.

૫૦

રાગ ધુન પીલૂ—તાલ કહરવા

હરિ બિન કૂણ ગતિ મેરી.
તુમ મેરે પ્રતિપાલ કહિયે મૈં રાવરી[13] ચેરી.
આદિ અંત નિજ નાંવ તેરો હિયામેં ફેરી,
બેર બેર પુકાર કહું પ્રભુ આરતિ હૈ તેરી.

---

૧ ઋષિપત્ની. ૨ મુજ. ૩ દાસી. ૪ વાર. ૫ શા. ૬ ભુજા, હાથ. ૭ નદી વચ્ચેના પ્રવાહમાં. ૮ નિભાવનાર. ૯ મારામાં. ૧૦ અવગુણ. ૧૧ ટેકની. ૧૨ સાંભળો. ૧૩ આપની.

યૌ સંસાર બિકાર સાગર બિચમેં ઘેરી;
નાવ ફાટી પ્રભુ પાળ બાંધો બૂડત હૈ બેરી.
બિરહણિ પિવકી[1] બાટ જોવૈ રાખલ્યો[2] નેરી;
દાસી મીરાં રામ રટત હૈ મૈં શરણ હૂં તેરી.

## ૫૧

રાગ ભૈરવી—તાલ કહરવા

અબ મૈં શરણ તિહારી[3] જી, મોહિં[4] રાખૌ કૃપાનિધાન. ટેક.
અજામીલ અપરાધી તારે, તારે નીચ સદાન;
જળ ડૂબત ગજરાજ ઉબારે,[5] ગણિકા ચઢી બિમાન.
ઔર અધમ તારે બહુતેરે,[6] ભાખત સંત સુજાન;
કુબજા નીચ ભીલણી તારી, જાણે સકલ જહાન.[7]
કહં લગ કહૂં ગિણત નહિ આવૈ, થકિ રહે બેદ પુરાન;
મીરા દાસી શરણ તિહારી, સુનિયે દોનોં કાન.

## ૫૨

રાગ પહાડી—તાલ કહરવા

પ્રભુજી મૈં અરજ કરું છું મેરો બેડો લગાજ્યો પાર.
ઈન ભવમેં મૈં દુઃખ બહુ પાયો સંસા-સોગ-નિવાર.[8]
અષ્ટ કરમકી તલબ લગી હૈ દૂર કરો દુઃખ-ભાર.
યોં સંસાર સબ બહ્યો જાત હૈ લખ ચૌરાસી રી ધાર,
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, આવાગમન નિવાર.

---

૧ ઈશ્વરની. ૨ આપની પાસે રાખી લો. ૩ તમારે. ૪ મને. ૫ બચાવી લીધો. ૬ ઘણા પ્રકારના. ૭ દુનિયા. ૮ સંશય-શોકને દૂર કરનાર.

## ૫૩

રાગ પ્રભાતી–તાલ ચર્ચરી

થે તો પલક ઉઘાડો દીનાનાથ, મૈં હાજિર-નાજિર કદકી[1] ખડી. ટેક.
સાજનિયાં[2] દુસમણ હોય બૈઠ્યા, સબને લગું કડી;[3]
તુમ બિન સાજન કોઈ નહિ હૈ, ડિગી નાવ મેરી સમંદ અડી.
દિન નહિ ચૈન રૈણ[4] નહિ નિંદરા, સૂખૂં ખડી ખડી;
બાણ બિરહકા લગ્યા હિયેમેં, ભૂલું ન એક ઘડી.
પત્થરકી તો અહિલ્યા તારી, બનકે બીચ પડી;
કહા બોઝ મીરાંમેં કહિયે, સૌ પર એક ધડી.

## ૫૪

રાગ સહાના–તાલ ચર્ચરી

મીરાંકો પ્રભુ સાંચી દાસી બનાઓ, ઝૂઠે ધંધોંસે મેરા ફંદા છુડાઓ.
લૂટે હી લેત વિવેકકા ડેરા, બુધિ બલ યદપિ કરું બહુતેરા.
હાય! હાય! નહિ કછુ બસ મેરા, મરત હૂં બિબસ પ્રભુ ધાઓ સવેરા.[5]
ધર્મ–ઉપદેસ નિતપ્રતિ સુનતી હૂં, મન કુચાલસે ભી ડરતી હૂં.
સદા સાધુસેવા કરતી હૂં, સુમિરણ ધ્યાનમેં ચિત ધરતી હૂં.
ભક્તિમારગ દાસીકો દિખલાઓ, મીરાંકો પ્રભુ સાંચી દાસી બનાઓ.

## ૫૫

રાગ સારંગ–તાલ તિતાલા

સુણ લીજે બિનતી મોરી, મૈં સરણ ગહી પ્રભુ તોરી.
તુમ (તો) પતિત અનેક ઉધારે, ભવસાગરસે તારે.
મૈં સબકા તો નામ ન જાનૂં, કોઈ કોઈ નામ ઉચારે.
અમ્બરીષ સુદામા નામા, તુમ પહુંચાયે નિજ ધામા,

---

૧ કયારની. ૨ સ્વજનો, સગાં. ૩ આકરી. ૪ રાત્રિ. ૫ જલદી.

ધ્રુવ જો પાંચ વર્ષકે બાલક; તુમ દરસ દિયે ઘનસ્યામા.
ધના ભક્તકા ખેત જમાયા, કબીરાકા બૈલ ચરાયા.
સબરીકા જૂઠા ફલ ખાયા, તુમ કાજ કિયે મન ભાયા.
સદના ઔર સેના નાઇ, કો તુમ લીન્હા અપનાઇ.
કરમાકી ખીચડી ખાઈ, તુમ ગણિકા પાર લગાઇ.
મીરા પ્રભુ તુમરે રંગ રાતી, યા જાનત સબ દુનિયાઈ.

## ૫૬

રાગ આસાવરી—તાલ તિતાલા

પ્યારે દરસન દીજ્યો આય, તુમ બિન રહ્યો ન જાય.
જળ બિન કમલ ચંદ બિન રજની, ઐસે તુમ દેખ્યાં બિન સજની.[1]
આકુળ વ્યાકુળ ફિરૂં રૈન દિન; બિરહ કલેજો ખાય.
દિવસ ન ભૂખ નીંદ નહિં રૈના, મુખસૂં કથત ન આવૈ બૈના.[2]
કહા કહૂં કછુ કહત ન આવૈ, મિલકર તપત બુઝાય.
ક્યૂં તરસાવો અંતરજામી, આય મિલો કિરપાકર સ્વામી.
મીરા દાસી જનમ જનમકી, પડી તુમ્હારે પાય.

## ૫૭

રાગ રામકલી—તાલ તિતાલા

અબ તો નિભાયાં સરેગી, બાંહ ગહેકી લાજ.
સમરથ સરણ તુમ્હારી સઇયાં, સરબ સુધારણ કાજ.
ભવસાગર સંસાર અપરબલ, જામેં તુમ હો ઝયાજ![3]
નિરધારાં આધાર જગત—ગુરુ, તુમ બિન હોય અકાજ.
જુગ જુગ ભીર હરી ભગતનકી, દીની મોક્ષ સમાજ.
મીરા સરણ ગહી ચરણનકી, લાજ રખો મહારાજ.

---

૧ સખી. ૨ વચન, વેણ. ૩ જહાજ, વહાણ.

## ૫૮

રાગ સૂહા—તાલ કહરવા

સ્વામી સબ સંસારકે હો સાંચે શ્રીભગવાન.
સ્થાવર જંગમ પાવક પાણી ધરતી બીજ સમાન,
સબમેં મહિમા થાંરી દેખી કુદરતકે કરબાન.
વિપ્ર સુદામાકો દાળદ[1] ખોયો બાલેકી પહચાન,
દો મુઠ્ઠી તંદુલકી ચાબી દીન્હોં દ્રવ્ય મહાન.
ભારતમેં અર્જુનકે આગે આપ ભયા રથવાન,
અર્જુન કુળકા લોગ નિહાર્યાં છુટ ગયા તીર કમાન.
ના કોઈ મારે ના કોઈ મરતો, તેરો યો અગ્યાન,
ચેતન જીવ તો અજર અમર હૈ, યો ગીતારો ગ્યાન.
મેરેપર પ્રભુ કિરપા કીજ્યૌ, બાંદી અપણી જાન,
મીરાંકે પ્રભુ ગિરધર નાગર ચરણ—કંવલમેં ધ્યાન.

# પ્રભુવિરહનાં પદો

## ૫૯

રાગ જોગિયા—તાલ દિપચંદી

હે રી મૈં તો દરદ દીવાની, મેરો દરદ ન જાણૈ કોય,
ઘાયલકી ગતિ ઘાયલ જાણૈ, જો કોઈ ઘાયલ હોય;
જૌહરીકી[2] ગતિ જૌહરી જાણૈ, કી જિન જૌહર[3] હોય.
સૂલી ઉપર સેજ હમારી, સોવણ કિસ બિધ હોય;
ગગનમંડલ પર સેજ પિયાકી, કિસ બિધ મિલણા હોય.
દરદકી મારી બન—બન ડોલૂં બૈદ મિલ્યા નહિ કોય;
મીરાકી પ્રભુ પીર[4] મિટેગી, જબ બૈદ સાંવળિયા હોય.

---

૧ દરિદ્રતા. ૨ જૌહર કરનારની. ૩ બલિદાન. ૪ પીડા.

## ૬૦

રાગ માંડ–તાલ કહરવા

નાતો નામકો જી મ્હાસૂં, તનક ન તોડ્યો જાય;
પાનાં જ્યૂં પીળી પડી રે, લોગ કહેં પિંડ રોગ;
છાને લાંઘણ મ્હૈં કિયા રે, રામ મિલણકે જોગ.
બાબળ[1] વૈદ બુલાઇયા રે, પકડ દિખાઇ મ્હાંરી બાંહ;
મૂરખ વૈદ મરમ નહિ જાણે, કસક[2] કળેજે માંહ.
જા વૈદાં ઘર આપણે રે, મ્હારો નાંવ ન લેય;
મૈં તો દાઝી બિરહકી રે, તૂ કાહેકૂં દારૂ[3] દેય.
માંસ ગળ ગળ છીજિયા[4] રે, કરક રહ્યા ગળ આહિ;
આંગળિયાં રી મૂદડી, (મ્હારે) આવણ લાગી બાંહી.
રહ રહ પાપી પપીહડા રે, પિવકો નામ ન લેય;
જે કોઈ બિરહણ સામ્હલે તો, પિવ કારણ જીવ દેય.
ખિણ મંદિર ખિણ આંગણે રે, ખિણ–ખિણ ઠાઢી હોય;
ઘાયલ જ્યું ઘમું ખડી, (મ્હારી) બિથા ન બૂઝે કોય.
કાઢ કલેજો મૈં ધરૂં રે, કાગા તૂ લે જાય;
જ્યાં દેસાં મ્હારો પિવ બસૈ રે, વે દેખૈ તૂ ખાય.
મ્હાંરે નાતો નાંવકો રે, ઔર ન નાતો કોય;
મીરા વ્યાકુલ બિરહણી રે, (હરિ) દરસણ દીજો મોય.

## ૬૧

રાગ પહાડી–તાલ કહરવા

ઘડી એક નહિ આવડે, તુમ દરસણ બિન મોય,
તુમ હો મેરે પ્રાણજી, કાસૂં જીવણ હોય.

---

૧ પિતા. ૨ પીડા. ૩ દવા. ૪ ઘટી ગયું.

ધાન ન ભાવૈ નીંદ ન આવૈ, બિરહ સતાવૈ મોય,
ઘાયલ-સી ઘૂમત ફિરૂં રે, મેરો દરદ ન જાણે કોય.
દિવસ તો ખાય ગમાઈયો રે, રૈણ ગમાઇ સોય,
પ્રાણ ગમાયા ઝૂરતાં રે, નૈન ગમાયા રોય.
જો મૈં ઐસી જાણતી રે, પ્રીતિ કિયાં દુઃખ હોય,
નગર ઢંઢોરા[1] ફેરતી રે, પ્રીતિ કરો મત કોય.
પંથ નિહારું ડગર[2] બહારું, ઊભી મારગ જોય,
મીરાંકે પ્રભુ કબ રે મિલોગે, તુમ મિલિયાં સુખ હોય.

## ૬૨

રાગ પીલૂ-તાલ કહરવા

શ્યામસુંદરપર વાર, જીવડો મૈં વાર ડારુંગી, હાં. ટેક.
તેરે કારણ જોગ ધારણા, લોકલાજ કુળ ડાર,
તુમ દેખ્યાં બિન કલ ન પડત હૈ, નૈન ચલત દોઉ બાર.
કહા કરું કિત જાઉં મોરી સજની; કઠન બિરહકી ધાર,
મીરા કહે પ્રભુ કબ રે મિલોગે, તુમ ચરણા આધાર.

## ૬૩

રાગ દરબારી કાન્હરા-તાલ તિતાલા

પિય બિન સૂનો છે જી મ્હારો દેશ,
ઐસો હૈ કોઈ પિવકૂં મિલાવૈ, તન મન કરું સબ પેસ;[3]
તેરે કારણ બન બન ડોલું, કર જોગણકો ભેસ.
અવધિ બદીતી[4] અજહું ન આયે, પંડર હો ગયા કેસ;
મીરા કે પ્રભુ કબ રે મિલોગે, તજ દિયો નગર નરેસ.

૧ ઢંઢેરો. ૨ રસ્તામાં ઝાડુ લગાવું. ૩ સમર્પણ. ૪ વીતી ગઈ.

## ૬૪

રાગ—સૂરદાસી મલાર—તાલ તિતાલા (મધ્ય લય)

બરસૈ બદરિયા સાવનકી, સાવનકી મનભાવનકી;
સાવનમેં ઉમગ્યો[1] મેરો મનવા, ભનક[2] સુની હરિ આવનકી,
ઉમડ ઘુમડ ચહું દિસિસે આયો, દામણ[3] દમકે ઝર[4] લાવનકી.[5]
નાની નાની બૂંદન મેહા બરસે, સીતલ પવન સોહાવનકી;
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, આનંદ મંગળ ગાવનકી.

## ૬૫

રાગ રામદાસી મલાર—તાલ તિતાલા

ડારી ગયો મનમોહન પાસી,[6]
આંબાકી ડાળ કોયલ ઈક બોલે, મેરો મરણ અરુ જગ કેરી હાંસી.
બિરહકી મારી મૈં બન—બન ડોલૂં, પ્રાન તજૂં કરવત લ્યૂં કાસી;
મીરાંકે પ્રભુ હરિ અબિનાસી, તુમ મેરે ઠાકુર મૈં તેરી દાસી.

## ૬૬

રાગ કાલિંગડા—તાલ તિતાલા

સુની હો મૈં હરિ આવનકી અવાજ,
મહલ ચઢ—ચઢ જોઉં મેરી સજની, કબ આવૈ મહારાજ.
દાદર મોર પપઇયા બોલૈ, કોયલ મધુરે સાજ;
ઉમંગ્યો ઈંદ્ર ચહૂં દિસિ બરસૈ, દામણિ છોડી લાજ.
ધરતી રૂપ નવા નવા ધરિયા, ઈંદ્ર મિલણકે[7] કાજ;
મીરાંકે પ્રભુ હરિ અબિનાસી, બેગ મિલો સિરરાજ.

---

૧ ઉમંગમાં આવી ગયો, ઊભરાઈ ગયો. ૨ અવાજ, ભણકારા. ૩ વિજળી ચમકે છે. ૪ પ્રવાહ. ૫ સુંદરતાનો. ૬ ફાંસી. ૭ મળવાને.

## ૬૭

રાગ ભીમપલાસી–તાલ તિતાલા

ગોવિંદ કબહું મિલૈ પિયા મેરા,
ચરણ–કંવલકો હંસ–હંસ દેખૂં રાખૂં નૈણાં નેરા;[1]
નિરખણકૂં મોહિ ચાવ[2] ઘણેરો કબ દેખું મુખ તેરા.
વ્યાકુલ પ્રાણ ધરત નહિં ધીરજ મિલ તૂં મીત સબેરા;[3]
મીરાંકે પ્રભુ ગિરધર નાગર તાપ તપન બહુતેરા.

## ૬૮

ધુન લાવની–તાલ કહરવા

તુમરે કારણ સબ સુખ છોડયા, અબ મોહિ ક્યૂં તરસાવૌ હૌ;
બિરહ–બિથા લાગી ઉર અંતર, સો તુમ આય બુઝાવૌ[4] હૌ.
અબ છોડત નહિ બણૈ પ્રભૂજી, હંસકર તુરત બુલાવૌ[5] હૌ;
મીરા દાસી જનમ–જનમકી, અંગસે અંગ લગાવૌ[6] હૌ.

## ૬૯

રાગ દેસ–તાલ તિતાલા

ભગવનપતિ તુમ ઘર આજ્યો હો!
બિથા[7] લગી તન માંહિને (મ્હારી) તપત[8] બુઝાજ્યો[9] હો.
રોવત–રોવત ડોલતા સબ રૈણ બિહાવૈ હો;
ભૂખ ગઇ નિંદરા ગઇ પાપી જીવ ન જાવૈ હો.
દુખિયાંકૂં સુખિયા કરો મોહિ દરસણ દીજૈ હો;
મીરા વ્યાકુલ બિરહણી[10] અબ બિલમ[11] ન કીજૈ હો.

---

૧ નજીક. ૨ પ્રેમ. ૩ જલદી. ૪ શાંત કરો. ૫ બોલાવો. ૬ લગાવો. ૭ વ્યથા, પીડા. ૮ બળતરા, વેદના. ૯ બુઝાવજો, શાંત કરજો. ૧૦ વિરહિણી, વિજોગણ. ૧૧ વાર.

## ૭૦

રાગ બિહાગરા—તાલ તિતાલા

ઐસી લગન લગાય કહાં (તૂં) જાસી;
તુમ દેખે બિન કલ ન પડત હૈ તડફ્ તડફ્ જીવ જાસી.
તેરે ખાતિર જોગણ હૂંગી કરવત લૂંગી કાસી;
મીરાંકે પ્રભુ ગિરધર નાગર ચરણકંવલકી દાસી.

## ૭૧

રાગ કોસી—તાલ તિતાલા

મ્હાંરી સુધ[1] જ્યૂં જાનો જ્યૂં લીજો.
પલ પલ ઊભી પંથ નિહારું, દરસણ મ્હાંને દીજો.
મૈં તો હૂં બહુ ઔગુણવાળી, ઔગણ સબ હર લીજો.
મૈં તો દાસી થાંરે[2] ચરણકંવલકી, મિલ બિછડન મત કીજો.
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, હરિ ચરણાં ચિત દીજો.

## ૭૨

રાગ બરસાતી—તાલ ચર્ચરી

બંસીવારા આજ્યો મ્હારે દેસ, થારી સાંવરી સુરત વ્હાલો બેસ.
આઊં—આઊં કર ગયા સાંવરા,[3] કર ગયા કૌલ[4] અનેક;
ગિણતા—ગિણતા ઘસ ગઈ મ્હારી આંગળિયાંરી[5] રેખ.
મૈં બૈરાગિણ આદિકી જી થાંરે મ્હારે કદકો[6] સનેસ,[7]
બિન પાણી બિન સાબુણ સાંવરા હોય ગઈ ધોય સપેદ.
જોગણ હોય જંગળ સબ હેરું તેરા નામ ન પાયા ભેસ,
તેરી સુરતકે[8] કારણે મ્હેં ધર લિયા ભગવા ભેસ.

---

૧ સંભાળ, ખબર. ૨ તમારા. ૩ શ્રીકૃષ્ણ. ૪ પ્રતિજ્ઞા. ૫ આંગળીઓની. ૬ ક્યારનો. ૭ સ્નેહ. ૮ છબીનાં દર્શન માટે.

મોર–મુગટ પીતાંબર સોહે ઘૂંઘરવાળા કેસ,
મીરાંકે પ્રભુ ગિરધર મિલિયાં દૂનો બઢે સનેસ.

૭૩

રાગ જોગિયા–તાલ કહરવાં

બાલા મૈં બૈરાગણ હૂંગી.
જિન ભેષાં[1] મ્હારો સાહિબ રીઝે, સોહી ભેષ ધરૂંગી.[2]
સીલ સંતોષ ધરૂં ઘટ ભીતર, સમતા પકડ રહૂંગી,
જાકો નામ નિરંજન કહિયે, તાકો ધ્યાન ધરૂંગી.
ગુરુકે ગ્યાન રંગૂં તન કપડા, મન મુદ્રા[3] પૈરૂંગી,[4]
પ્રેમ-પ્રીતસૂં હરિ–ગુણ ગાઊં, ચરણન લિપટ રહૂંગી.
યા તનકી મૈં કરું કીંગરી,[5] રસના નામ કહૂંગી,
મીરાંકે પ્રભુ ગિરધર નાગર; સાધાં સંગ રહૂંગી.

૭૪

રાગ પીલુ–તાલ કહરવા

સાજન ઘર આઓની મીઠા બોલા. ટેક.
કદકી[6] ઊભી મૈં પંથ નિહારું, થાંરો, આયાં હોસી ભલા.
આઓ નિસંક, સંક મત માનો, આયાં હી સુક્ખ રહેલા.
તન મન વાર કરૂં ન્યૌછાવર,[7] દીજ્યો સ્યામ મોય હેલા.
આતુર બહુત બિલમ મત કીજ્યો, આયાં હી રંગ રહેલા.
તુમરે કારણ સબ રંગ ત્યાગ્યા, કાજળ તિલક તમોલા.[8]
તુમ દેખ્યાં બિન કલ[9] ન પડત હૈ, કર ધર રહી કપોલા.[10]
મીરા દાસી જનમ જનમકી, દિલકી ઘુંડી[11] ખોલા.

---

૧ વેશ વડે. ૨ ધારણ કરીશ. ૩ વીંટી. ૪ પહેરીશ. ૫ દાસી, કિંકરી. ૬ ક્યારની. ૭ સમર્પણ. ૮ પાન. ૯ ચેન. ૧૦ ગાલે. ૧૧ ગાંઠ, ગૂંચ.

## ૭૫

રાગ પ્રભાવતી—તાલ તિતાલા

મ્હારે જનમ—મરણરા સાથી થાંને[1] નહિ બિસરું દિન રાતી,
થાં દેખ્યાં બિન કલ ન પડત હૈ જાણત મેરી છાતી.
ઊંચી ચઢ—ચઢ પંથ નિહારું, રોય—રોય અખિયાં રાતી.
યો સંસાર સકલ જગ ઝૂઠો, ઝૂઠા કુલરા[2] ન્યાતી,[3]
દોઉ કર જોડ્યાં અરજ કરું છૂં સુણ લીજ્યો મેરી બાતી,
યો મન મેરો બડો હરામી જ્યૂં મદમાતો હાથી,
સતગુરુ હાથ ધર્યો સિર ઊપર આંકુસ[4] દૈ સમઝાતી.
પલ-પલ પિવકો રૂપ નિહારું નિરખ—નિરખ સુખ પાતી
મીરાંકે પ્રભુ ગિરધર નાગર હરિચરણાં ચિત રાતી.

# પ્રભુપ્રાપ્તિના આનંદનાં પદો

## ૭૬

રાગ પીલુ—તાલ કહરવા

પગ ઘુંઘરુ[5] બાંધ મીરા નાચી રે.
મૈં તો મેરે નારાયણકી આપહિ હો ગઈ દાસી રે,
લોગ કહૈ મીરા ભઈ બાવરી[6] ન્યાત કહૈ કુળનાસી[7] રે.
વિષકા પ્યાલા રાણાજી ભેજ્યા[8] પીવત મીરા હાંસી રે,
મીરાંકે પ્રભુ ગિરધર નાગર સહજ મિલે અબિનાસી રે.

## ૭૭

રાગ માંડ—દાદરા તાલ

માઈ મૈંને ગોવિંદ લીનો મોલ, ગોવિંદ લીનો મોલ. ધ્રુ૦
કોઈ કહે સસ્તા, કોઈ કહે મહેંગા, લીનો તરાજૂતોલ. માઈ૦

---

૧ આપને. ૨ કુળના. ૩ સંબંધી. ૪ અંકુશ. ૫ ઘૂઘરા. ૬ ગાંડી, પાગલ. ૭ કુળનો નાશ કરનારી. ૮ મોકલ્યા.

કોઇ કહે ઘરમેં, કોઈ કહે બનમેં, રાધા કે સંગ ખિલોલ. માઈ૦
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, આવત પ્રેમકે ડોલ. માઈ૦

## ૭૮

રાગ તોડી–તાલ તેવરા

મન રે ! પરસ હરિકે ચરન. ધ્રુ૦
સુભગ સીતલ કમલ–કોમલ, ત્રિવિધ–જ્વાલા–હરન,
જે ચરન પ્રહ્લાદ પરસે, ઇન્દ્ર પદવી ધરન.
જિન ચરન ધ્રુવ અટલ કીન્હો, રાખિ અપને સરન;
જિન ચરન બ્રહ્માંડ ભેટ્યો, નખસિખૌ શ્રીભરન.
જિન ચરન પ્રભુ પરસિ લીન્હેં, તરી ગૌતમ–ઘરન;[1]
જિન ચરન કાલીહિ નાથ્યો, ગોપલીલા કરન.
જિન ચરન ધાર્યો ગોવર્ધન, ગરબ મઘવા[2] હરન;
દાસી મીરાં લાલ ગિરિધર, અગમ તારન તરન.

## ૭૯

રાગ પીલુ બરવા-તાલ કહરવા

બડે ઘર તાળી લાગી રે, મ્હાંરા મનરી ઉણારથ[3] ભાગી રે,
છીલરિયે[4] મ્હાંરો ચિત નહીં રે, ડાબરિયે[5] કુણ જાવ,
ગંગા જમનાસૂં કામ નહીં રે, મૈં તો જાય મિલૂ દરિયાવ.[6]
હાળ્યાંમોળ્યાંસૂ[7] કામ નહીં રે, સીખ[8] નહિ સિરદાર,[9]
કામદારાંસૂં કામ નહીં રે, મૈં તો જાબ[10] કરું દરબાર.
કાચ કથીરસૂં કામ નહીં રે, લોહા ચઢે સિર ભાર,
સોના રૂપાસૂં કામ નહીં રે, મ્હાંરે હીરાંરો[11] બોપાર.[12]

---

૧ ગૌતમ ઋષિની પત્ની, અહલ્યા. ૨ ઇન્દ્ર. ૩ ઊણપ. ૪ છીછરા તળાવમાં. ૫ પાણી ભરેલા નાના ખાડામાં ૬ સમુદ્ર. ૭ નોકરચાકરો સાથે. ૮ માથે. ૯ સામંત. ૧૦ જવાબ. ૧૧ હીરાનો. ૧૨ વેપાર.

ભાગ હમારો જાગિયો રે, ભયો સમંદ સૂં સીર,
અમ્રિત પ્યાલા છાંડિકે, કુણ પીવે કડવો નીર.
પીપાકું પ્રભુ પરચો[1] દિયો રે, દીન્હા[2] ખજાના પૂર,
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, ધણી મિલ્યા છે હજૂર.

૮૦

રાગ ખમાજ, દાદરા તાલ

મેરે તો ગિરધર ગોપાલ, દૂસરા ન કોઈ,
દૂસરા ન કોઈ, સાધો, સકલ લોક જોઈ. ધ્રુ૦
ભાઈ છોડયા બંધુ છોડયા, છોડયા સગા સોઈ;
સાધુસંગ બૈઠ બૈઠ લોક લાજ ખોઈ. મેરે૦
ભગત દેખ રાજી હુઈ, જગત દેખ રોઈ,
અંસુવન જલ સિંચ સિંચ પ્રેમ બેલી બોઈ. મેરે૦
દધિ મથ ઘૃત કાઢ લિયો, ડાર દઇ છોઈ,
રાણા વિષકો પ્યાલા ભેજ્યો, પીય મગન હોઈ. મેરે૦
અબ તૌ બાત ફૈલ પડી, જાણે સબ કોઈ,
મીરાં એમ લગણ લાગી, હોની હોય સો હોઈ. મેરે૦

૮૧

રાગ કજરી–તાલ કહરવા

મ્હારા ઓળગિયા[3] ઘર આયા જી.
તનકી તાપ મિટી સુખ પાયા, હિલ–મિલ મંગલ[4] ગાયા જી.
ધનકી ધુનિ સુનિ મોર મગન ભયા, યૂં મેરે આણંદ છાયા જી,
મગન ભઈ મિલ પ્રભુ અપણા સૂં, ભૌકા[5] દરદ મિટાયા જી.

૧ ચમત્કાર બતાવ્યો. ૨ દીધો. ૩ પ્રવાસી પ્રિયતમ. ૪ હળીમળીને.
૫ ભવનું.

ચંદકૂં નિરખિ કમોદણિ[1] ફૂલી, હરખિ ભયા મેરી કાયા જી,
રગ રગ સીતલ ભઇ મેરી સજની, હરિ મેરે મહલ સિધાયા જી.
સબ ભગતનકા કારજ કીન્હા, સોઈ પ્રભુ મૈં પાયા જી.
મીરા બિરહણિ સીતલ હોઈ, દુઃખ દુંદ[2] દૂર નસાયા જી.

### ૮૨

રાગ બિલાવલ–તાલ કહરવા

પિયાજી મ્હારે નૈણાં આગે રહજ્યો જી.
નૈણાં આગે રહજ્યો મ્હાંને, ભૂલ મત જાજ્યો જી,
ભૌ–સાગરમેં બહી જાત હૂં, બેગ મ્હારી સુધ લીજ્યો જી.
રાણાજી ભેજ્યા બિખકા પ્યાલા, સો ઈમરિત કર દીજ્યો જી,
મીરાકે પ્રભુ ગિરધર નાગર, મિલ બિછુડન મત કીજ્યો જી.

## પ્રેમાલાપનાં પદો

### ૮૩

રાગ હમીર–તાલ તિતાલા

હરિ મેરે જીવન પ્રાન–અધાર.
ઔર આસરો નાંહી તુમ બિન તીનૂં લોક[3] મંઝાર.
આપ બિના મોહિ કછુ ન સુહાવૈ[4] નિરખ્યૌ[5] સબ સંસાર.
મીરા કહૈ મૈં દાસ રાવરી દીજ્યૌ મતી બિસાર.

### ૮૪

રાગ છાયા ટોડી–તાલ તિતાલા

[1] સખી મ્હારો કાનૂડો કળેજેકી કોર.
મોર મુગટ પીતાંબર સોહૈ કુંડળકી ઝકઝોર.[6]

૧ કુમુદિની. ૨ કલહ, દ્વેષ. ૩ ત્રણે લોકમાં. ૪ સારું લાગતું નથી. ૫ જોયો. ૬ ઝળકાટ.

બિંદ્રાબનકી કુંજગળિનમેં નાચત નંદકિસોર,
મીરાંકે પ્રભુ ગિરધર નાગર ચરણ–કંવળ ચિતચોર.

### ૮૫

રાગ હમીર–તાલ તિતાલા

બસો મોરે નૈનનમેં નંદલાલ.
મોહની મૂરતિ સાંવરિ સૂરતિ નૈણા બને બિસાલ,
અધર સુધારસ મુરલી રાજત ઉર બૈજંતી–માલ.
ક્ષુદ્ર ઘંટિકા કટિ તટ સોભિત નૂપુર સબદ રસાલ,
મીરા પ્રભુ સંતન સુખદાઈ ભગતબછલ ગોપાલ.

### ૮૬

રાગ પ્રભાતી–તાલ તિતાલા

જાગો બંસીવારે લલના જાગો મોરે પ્યારે,
રજની બીતી ભોર[૧] ભયો હૈ ઘર ઘર ખુલે કિંવારે,[૨]
ગોપી દહીં મથત સુનિયત હૈ કંગનાકે[૩] ઝનકારે.[૪]
ઉઠો લાલજી ભોર ભયો હૈ સુર નર ઠાઢે[૫] દ્વારે,
ગ્વાલબાલ સબ કરત કુલાહલ[૬] જય જય સબદ ઉચ્ચારે.
માખન રોટી હાથમેં લીની ગઉવનકે[૭] રખવારે,[૮]
મીરાંકે પ્રભુ ગિરધર નાગર તરણ આયાંકૂ[૯] તારે.

### ૮૭

રાગ માંડ, તાલ ઘુમાલી અથવા કેરવા

મ્હાંને ચાકર રાખો જી,
ગિરિધારી લલા ચાકર રાખો જી ટેક.

---

૧ સવાર. ૨ બારણાં, દ્વાર. ૩ કંકણના. ૪ ઝણુકાર, અવાજ. ૫ ઊભા છે. ૬ ગરબડ, કોલાહલ. ૭ ગાયોના. ૮ રખવાળો. ૯ આવેલાંને.

ચાકર રહસૂં,[1] બાગ લગાસૂં, નિત ઊઠ દરસન[2] પાસૂં;
વૃંદાવનકી કુંજ ગલિનમેં, ગોવિંદ-લીલા ગાસૂં.[3] મ્હાંને૦
ચાકરીમેં દરસન પાઊં, સુમિરન પાઊં ખરચી;
ભાવ-ભગતિ જાગીરી પાઊં, તીનોં બાતાં સરસી. મ્હાંને૦
મોર મુકટ પીતામ્બર સોહે, ગલ બૈજંતી માલા;
વૃંદાવનમેં ધેનુ ચરાવે, મોહન મુરલીવાલા મ્હાંને૦
ઊંચે ઊંચે મહલ બનાઊં, બિચ બિચ રાખું બારી;
સાંવરિયાકે દરસન પાઊં, પહિર કુસુમ્બી[4] સારી. મ્હાંને૦
જોગી આયા જોગ કરનકૂં,[5] તપ કરને સંન્યાસી;
હરિ-ભજનકૂં સાધુ આયે, વૃંદાવન કે વાસી. મ્હાંને૦
મીરા કે પ્રભુ ગહિર ગંભીરા, હૃદે રહો જી ધીરા;
આધી રાત પ્રભુ દરસન દીન્હોં, જમુનાજીકે તીરા. મ્હાંને૦

## નિશ્ચયનાં પદ

### ૮૮

રાગ પૂરિયા કલ્યાન-તાલ તિતાલા

રાણાજી મ્હે તો ગોબિંદકા ગુણ ગાસ્યાં,
ચરણામ્રિતકા નેમ હમારે, નિત ઊઠ દરસન જાસ્યાં.
હરિમંદિરમેં નિરત[6] કરાસ્યાં, ઘૂંઘરિયાં ઘમકાસ્યાં,[7]
રામ-નામકા ઝાઝ[8] ચલાસ્યાં, ભવસાગર તર જાસ્યાં.
યહ સંસાર બાડકા કાંટા જ્યા સંગત નહિ જાસ્યાં,
મીરા કહે પ્રભુ ગિરધર નાગર, નિરખ પરખ ગુણ ગાસ્યાં.

---

૧ રહીશું. ૨ દર્શન પામીશું. ૩ ગાઈશું. ૪ કસુંબી, ઘેરા લાલ રંગની. ૫ કરવાને. ૬ આસક્ત. ૭ ઘમકાવીશું. ૮ વહાણ.

## ૮૯

રાગ ઝિંઝોટી—ખમાજ ધુમાલી તાલ

મેરે રાણાજી, મેં ગોવિંદ ગુણ ગાના. ધ્રુ૦
રાજા રૂઠે નગરી રખ્ખે અપની મૈં હરિ રૂઠ્યા કહાં જાના,
રાણે ભેજ્યા જહર પિયાલા મૈં અમૃત કહ પી જાના.
ડબિયામેં કાળા નાગ ભેજયા, મૈં શાલગ્રામ કર જાના,
મીરા બાઈ પ્રેમ દીવાની મૈં સાંવલિયાં બર પાના.

## ૯૦

રાગ સુહા—તાલ તિતાલા

ચાલો મન ગંગા—જમના તીર,
ગંગા—જમના નિરમળ પાણી સીતલ હોત શરીર,
બંસી બજાવત ગાવત કાન્હો સંગ લિયાં બળબીર.
મોર મુગટ પીતાંબર સોહે કુણ્ડળ ઝળકત હીર,
મીરાકે પ્રભુ ગિરધર નાગર ચરણકંવલપર સીર.

# શિખામણનાં પદો

## ૯૧

રાગ રાગશ્રી—તાલ તિતાલા

રામ નામ રસ પીજે, મનુઆ રામ નામ રસ પીજે,
તજ કુસંગ સતસંગ બૈઠ નિત, હરિ ચરચા સુનિ લીજે.
કામ ક્રોધ મદ લોભ મોહકૂં, બહા ચિત્તસે દીજે,
મીરાકે પ્રભુ ગિરધર નાગર, તાહિકે રંગમેં ભીજે.

## ૯૨

રાગ છાયાનટ—તાલ તિતાલા

ભજ મન ચરણકંવળ અબિનાસી,
જેતાઇ[1] દીસે ધરણ ગગન બિચ, તેતાઈ[2] સબ ઊઠ જાસી;
કહા ભયો તીરથ બ્રત કીન્હે, કહા લિયે કરવત—કાસી.

---
૧ જ્યારે. ૨ ત્યારે.

ઇણ દેહીકા ગરબ ન કરણા, માટીમેં મિલ જાસી,
યો સંસાર ચહરકી બાજી, સાંઝ પડ્યાં ઊઠ જાસી.
કહા ભયો હૈ ભગવા પહર્યાં, ઘર તજ ભયે સંન્યાસી,
જોગી હોય જુગત નહિ જાણી, ઊલટ જનમ ફિર આસી.
અરજ કરું અબલા કર જોડે, સ્યામ તુમ્હારી દાસી,
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, કાટો જમકી ફાંસી.

૯૩

રાગ બિલાવલ—તાલ કહરવા

લેતાં લેતાં રામ નામ રે, લોકડિયાં તો લાજાં મરે છે.
હરિમંદિર જાતા પાંવડિયા રે દૂખે, ફિર આવે આખો ગામ રે;
ઝગડો થાય ત્યાં દોડીને જાય રે, મૂકીને ઘરના કામ રે.
ભાંડ ભવૈયા ગણિકાનૃત[1] કરતાં બેસી રહે ચારે જામ રે;
મીરાના પ્રભુ ગિરધર નાગર, ચરણકંવળ ચિત હામ રે.

## નામસ્મરણમહિમા

૯૪

રાગ ધનાશ્રી—તાલ તિતાલા

મેરા મન રામહિ રામ રટૈ રે.
રામ નામ જપ લીજે પ્રાણી, કોટિક પાપ કટૈ રે,
જનમ જનમકે ખત[2] જુ પુરાને, નામહિ લેત ફટૈ રે.
કનક કટોરે ઇમ્રત ભરિયો, પીવત કૌન નટૈ[3] રે,
મીરા કહે પ્રભુ હરિ અબિનાસી, તન મન તાહિ પટૈ રે.

---

૧ વેશ્યાઓનાં નૃત્ય. ૨ દસ્તાવેજ. ૩ ઇન્કાર કરે.

૯૫

રાગ તિલક કામોદ–તીન તાલ

પાયો જી મૈં ને રામ રતન ધન પાયો,
વસ્તુ અમોલિક દી મેરે સતગુરુ, કિરપા કર અપનાયો.
જનમ જનમકી પૂંજી પાઈ, જગમેં સભી ખોવાયો,
ખરચૈ નહિ ખૂટે વાકો ચોર ન લૂટે, દિન દિન બઢત સવાયો.
સતકી નાવ ખેવટિયા[1] સતગુરુ, ભવસાગર તર આયો,
મીરાંકે પ્રભુ ગિરિધર નાગર, હરખ હરખ જસ ગાયો.

## ગુરુમહિમાનું પદ

૯૬

રાગ માલકોસ–તીન તાલ

મોહી લાગી લટક ગુરુ ચરણનકી,
ચરણ બિના મુઝે કછુ નહિ ભાવે જૂઠ માયા સબ સપનનકી.
ભવસાગર સબ સૂખ ગયા હૈ ફિકર નહીં મુઝે તરનનકી,
મીરા કહે પ્રભુ ગિરિધર નાગર ઉલટ ભઈ મોરે નયનનકી.

## મીરાંની ચૈતન્યભક્તિ

૯૭

રાગ મિશ્ર કાફી–તાલ તિતાલા

અબ તોં હરિ નામ લૌં લાગી;
સબ જગકો યહ માખન–ચોરા, નામ ધર્યો બૈરાગી.
કિત છોડી વહ મોહન મુરલી, કિત છોડી સબ ગોપી;
મુંડ મુંડાઈ ડોરિ કટિ બાંધી, માથે મોહન ટોપી.
માત જસોમતિ માખન કારન, બાંધે જાકે પાંવ;
સ્યામકિશોર ભયો નવ–ગૌરા, ચૈતન્ય જાકો નાંવ.

---

૧ નાવિક.

પીતાંબરકો ભાવ દિખાવૈ, કટિ કોપીન કસૈ;
ગૌર–કૃષ્ણકી દાસી મીરા, રસના કૃષ્ણ બસૈ.

૯૮

રાગ દેસ યા પૂર્વી–તીન તાલ

નહિ ઐસો જન્મ બારંબાર,
કયા જાનું કછુ પુન્ય પ્રકટે માનુસા અવતાર. ધ્રુવ૦
બઢત પલ પલ, ઘટત છિન છિન, ચલત ન લાગે બાર;
બિરછકે જ્યોં પાત ટૂટે, લાગે નહિ પુનિ ડાર.
ભવસાગર અતિ જોર કહિયે વિષમ ઓખી ધાર;
સુરતકા નર બાંધે બેડા બેગિ ઉતરે પાર.
સાધુ સંતા તે મહંતા ચલત કરત પુકાર;
દાસ મીરાં લાલ ગિરિધર જીવના દિન ચાર.

૯૯

તુમ બીન મોરી કોન ખબર લે ગોવર્ધન ગિરધારી.
ભરી સભામેં દ્રૌપદી બોલે રાખો લાજ હમારી. તુમ૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણ કમળ બલિહારી. તુમ૦

૧૦૦

જૂનું થયું રે દેવળ જૂનું થયું,
મારો હંસલો નાનો ને દેવળ જૂનું થયું. ધ્રુવ૦
આ રે કાયા રે હંસા, ડોલવાને લાગી રે;
પડી ગયા દાંત, માંયલી રેખું તો રહી. મારો૦
તારે ને મારે હંસા, પ્રીત્યું બંધાણી રે;
ઊડી ગયો હંસ, પાંજરું પડી રે રહ્યું. મારો૦
બાઈ મીરાં કહે છે પ્રભુ ગિરિધરના ગુણ;
પ્રેમનો પ્યાલો તમને પાઉં ને પીઉં. મારો૦

# નરસિંહ

## પ્રભાતવર્ણન

### ૧

રાગ ગોડી

પ્રભાત જાણી પંખીડાં રે ઊઠયાં, કાક કરે ત્યાં કાકા રે;
પપૈયા તો પિયુ પિયુ ઝંખે, શુડા કૌં કૌં કરે વડ શાખા રે. પ્ર૦ ટેક.
મોર ટૌંકાર કળા કરે સુંદર, આંસુ વહે ઢેલ વીણે રે;
પલાશ પર રૂડા પોપટ બોલે, કોયલડી ટહૂકે સ્વર ઝીણે રે. પ્રભાત૦
ચકચક કરતી ચકલિયું આવે, જાણે વિયોગ તો ભાગે રે;
ખુશ ખુશ ખુશ ખિસકોલી કહે છે, રાધાને રૂડું ન લાગે રે. પ્રભાત૦
વાછરુ ભાં ભાં શબ્દ જ ભણતાં, ગાયો બાં બાં શબ્દ બોલે રે;
શીતળ મંદ પવન સુવાસિત, વામાવસ્ત્ર ઉરાડી ડોલે રે. પ્રભાત૦
તે ટાણે તો જાગિયા અક્રૂર, જાણે ભઇ ગયો ભોર રે;
નરસૈયાના સ્વામી વિણ ન જાણે, કં'છે ગોપીઓનો શોર રે. પ્રભાત૦

## ધન્ય દિવસ

### ૨

ધન્ય ધન્ય દિવસ આજ અનોપમ, ધન્ય ધન્ય શ્રીગોકુલરાયરે;
ધન્ય ધન્ય નંદ(જી) જસોદા, ઘેર ઘેર ઓચ્છવ થાય રે. ધન્ય ધન્ય૦
ઘેર ઘેર સાદ જ દેઇને ગોપી, જમના ઝીલવા જાય રે;
તરિયા તોરણ દ્વારે શોભતાં, માનુની મંગળ ગાય રે. ધન્ય ધન્ય૦

જસોદા રોહિણી કુંવરને નિરખી, આનંદ ઊર ન માય રે;
અંતરીક્ષ રહીને જુવે દેવતા, દુંદુભી વાજાં સોહાય રે. ધન્ય ધન્ય૦
ધન્ય ધન્ય શ્રાવણ વદિ અષ્ટમી, ધન્ય શ્રી ગોકુલ ગામ રે;
નરસૈંયાના સ્વામીની સંગે રમતાં, પૂર્યાં તે મનનાં કામ રે. ધન્ય ધન્ય૦

## અવતારલીલા

### ૩

રાગ પ્રભાત

નાનું સરખું ગોકુળિયું મારે, મારે વિઠ્ઠલે વૈકુંઠ કીધું રે;
બ્રહ્માદિકને સ્વપ્ને ન આવે, આહીરને દર્શન દીધું રે. નાનું૦
ખટદર્શને ખોળ્યો ન લાધે, વેદ પુરાણ એમ ગાયે રે;
અવનવી લીલા વૃન્દાવનમાં, વન વન ધેન ચરાવે રે. નાનું૦
પુરુષોત્તમ લીલા અવતારી, દેહ ધર્યાં અવિનાશી રે;
કર જોડીને કહે નરસૈંયો, ગોવાળિયા વૈકુંઠવાસી રે. નાનું૦

## બાળલીલાનાં પદો

### ૪

રાગ કેદારો ચરચરી

આવડી રાઢ શી વિઠ્ઠલા તુજને, ગગનથી ઇંદુ કેમ આપું આણી;
કુંવર કાંઈ નવ લહે, વાત અભિનવી કહે, નોહે કાય ટોપરું ગોળધાણી. આવડી૦
આંખે આંસુ ઢળે, ઇંદુ[1] દેખી ચળે, ટળવળે માતા ને માન માગે;
રેહે રેહે રોતો, શું રે જોતો ઘણું, રમવા રમકડાં છે રે બોહ આગે.[2] આવડી૦
ઇંદુ થયો અસ્ત ને રહે નહીં રાખતાં, દધીસુત[3] પ્રગટ કરી આણી આપે;
નરસૈંયાચો સ્વામી માખણે ભોળવ્યો, સકળ વૈભવતણો બંધ કાપે. આવડી૦

---

૧ ચન્દ્ર. ૨ પાસે—મ્હોડા આગળ. ૩ ચન્દ્ર.

## ૫

રાગ પ્રભાત

જસોદા તારા કાનુડાને, સાદ કરીને વાર રે;
આવડી ધૂમ મચાવે વ્રજમાં, નહીં કોઈ પૂછણહાર રે. જસોદા૦
શીકું તોડ્યું ગોરસ ઢોળ્યું, ઉઘાડીને બાર રે;
માખણ ખાધું ઢોળી નાખ્યું, જાન[1] કીધું આ વાર રે. જસોદા૦
ખાખાંખોળાં કરતો હીંડે, બીહે નહીં લગાર રે;
મહી મથવાની[2] ગોળી ફોડી, આ શાં કહીએ લાડ રે. જસોદા૦
વારે વારે કહું છું તમને, હવે ન રાખું ભાર રે;
નિત ઊઠીને એમ ક્યમ સહીએ, વસી નગર મોઝાર રે. જસોદા૦
મારો કાનજી ઘરમાં હુતો, ક્યારે દીઠો બહાર રે;
દહીં–દૂધનાં માટ ભર્યાં છે, બીજે ચાખે ન લગાર રે. જસોદા૦
શાને કાજે મળીને આવી, ટોળી વળી દશ બાર રે;
નરસૈંયાનો સ્વામી સાચો, જૂઠી વ્રજની નાર રે. જસોદા૦

## ૬

જસોદાજી જમવાને તેડે, નાચંતા હરિ આવે રે;
બોલે મીઠડા બોલડિયા ને, અંગોઅંગ નચાવે રે. જસોદા૦
મુખની શોભા શી કહું જાણે, પૂનમ ચંદ બિરાજે રે;
નેત્રકમળના ચાળા જોઈ જોઈ, મન્મથ મનમાં લાજે રે. જસોદા૦
અંજન બેઉએ નયણે સાર્યાં, ઉર લટકે ગજમોતી રે;
તિલકતણી રેખા અતિ સુંદર, માતા હરખે જોતી રે. જસોદા૦
સ્નેહ જણાવીને પુત્રને માર્યો, આવીને કોટે વળગ્યો રે;
લાડકડો અતિ લાડ કરે છે, ક્ષણું ના મે'લું અળગો રે. જસોદા૦

---

૧ નુકસાન. ૨ વલોવવાની.

ખોળે બેસાડીને ભોજન કરતાં, માતા આનંદ પામી રે;
ભક્તવચ્છલ ભૂધરજી મળ્યા, મહેતા નરસૈંયાનો સ્વામી રે. જસોદા૦

૭

પ્રભાતિયું—નાગદમન

જળકમલ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે. જલ૦ ટેક.
કહે રે બાળક તું મારગ ભૂલ્યો, કે તારા વેરીએ વળાવિયો?
નિશ્ચય તારો કાળ જ ખૂટ્યો, અહીંયાં તે શીદ આવિયો? જલ૦
નથી નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરીએ વળાવિયો;
મથુરા નગરીમાં દડુ રમતાં, નાગનું શિશ હું હારિયો. જલ૦
રંગે રૂડો રૂપે પૂરો, દીસંતો કોડીલો કોડામણો;
તારી માતાએ કેટલા જન્મ્યા, તેમાં તું અળખામણો. જલ૦
મારી માતાએ બહુ જન્મ્યા, તેમાં હું નટવર નહાનડો;
જગાડ તારા નાગને, મારું નામ કૃષ્ણ કહાનડો. જલ૦
લાખ સવાનો મારો હાર આપું, આપું રે તુજને દોરિયો;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરિયો. જલ૦
શું કરું નાગણ હાર તારો, શું કરું તારો દોરિયો;
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરિયો. જલ૦
ચરણ ચાંપી મૂંછ મરડી, નાગણે નાગ જગાવીઓ;
ઊઠોને બળવંત કોઈ બારણે બાળક આવીઓ. જલ૦
બેઉ બળિયા બાથે વળગિયા, કૃષ્ણે કાલિનાગ નાથિયો;
સહસ્ર ફેણા ફૂંફવે જેમ, ગગન ગાજે હાથિયો. જલ૦
નાગણ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરાનગરીમાં લેઈ જશે, પછી નાગનું શિશ કાપશે. જલ૦
બેઉ કર જોડીને વિનવે, સ્વામી મૂકો અમારા કંથને;
અમે અપરાધી કાંઈ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને. જલ૦

થાળ ભરી નાગણી સર્વે, મોતીએ શ્રીકૃષ્ણને વધાવીઓ;
નરસૈયાના નાથ પાસેથી નાગણે નાગ છોડાવીઓ. જલ૦

૮

રાગ ધોળ

જમો તો જમાડું રે, જીવન મારા. ટેક.
વાલાજી મારા, સોવર્ણ થાળ ભરી લાવું;
કાંઈ મોતીડે વધાવું રે, જીવન મારા.
વાલાજી મારા, ખાજાં જલેબી ને મેવા;
કાંઈ ધીરે ધીરે લેવા રે, જીવન મારા.
વાલાજી મારા, શીરો પૂરી ને કંસાર;
કાંઈ ઉપર ઘીની ધાર રે, જીવન મારા.
વાલાજી મારા, જમના જળ ભરી લાવું;
કાંઈ આચમન લેવરાવું રે, જીવન મારા.
વાલાજી મારા, પાનની બીડીઓ આપું;
માંહી લવિંગ સોપારી નાખું રે, જીવન મારા.
વાલાજી મારા, આવો તો આસન આપું;
વીંજણીએ ઢોળું વાયુ રે, જીવન મારા.
વાલાજી મારા, સુંદર સેજ સમારું;
કાંઈ રંગભેર રમાડું રે, જીવન મારા.
વાલાજી મારા, નરસૈંયાચા સ્વામી સંગ રંગ કીધો;
કાંઈ ભોગ ધરીને લીધો રે; જીવન મારા.

૯

જમો જમો રે જુગદાધાર, જુગતે જમાડું;
શામળિયા સરજનહાર, રંગભરી રમાડું.

પૂરીઓ સુંદર સાર, કુર કપૂરે વાસી;
શિરાવો સાકર દૂધ, હરિની હું દાસી.
મારે ઘરે ઘરી રહું હું, ઘી ભરી છે વાઢી;
હું ઠારું રે મારો હાથ, જીવન જમાડી.
પીરસું પીરસું રે પોળીપાક, સુંવાળી સેવું છે;
મારું મંદિર જુઓ મહારાજ, જોવાને જેવું છે.
બેસો બેસો રે મંદિર માંહે, છોગલિયાં છોડીને;
શું કરશે દુરજન લોક, મુખડાં મોડીને.[1]
મારે નવ રે કોઈનું કામ, કામ તમારું છે;
મારે તમ પ્રતાપે શ્યામ, સરવે સારું છે.
પીઓ પીઓ રે પૂર્ણાનંદ, જીવન જળ લોટા;
મુખવાસે બીડી પાન, ગંગેરી મોટા.
નરસૈંયાના ઠાકોર ઠીક, મન મારું મોહ્યું છે;
શ્યામળિયો જાણ સુજાણ, સામું જોયું છે.

૧૦

રાગ આરતી

જય જય નટવર વેષા, આરતી ઉતારું જદુવર જગદીશા. જયદેવ જય૦
મોરમુકુટ મસ્તક પર રાજે, કંઠે વનમાળા; (૨)
શ્રવણે કુંડળ લળકે, સંગ લીએ વ્રજબાલા. જયદેવ જયદેવ૦

નૃત્ય કરે નારાયણ વૃંદાવન, ઘૂઘરડી ઘમકે; (૨)
નાચે રાધા માધવ, પાયલ ઠમઠમકે. જયદેવ જયદેવ૦

ઘમઘમ (ઘમ) ઘૂઘરડી ઘમકે, તાળ પખાજ વાજે; (૨)
સુંદર સ્વર અતિ સારો, ઊંચે સ્વર ગાજે. જયદેવ જયદેવ૦

૧ મોં મરડવું, કરડાકીથી જોવું.

તાતા થેઈ તાતા થેઇ, શબ્દ થાય આજે; (૨)
નૂપુર ભ્રકુટી વિરાજીત, કૌસ્તુભમણિ રાજે. જયદેવ જયદેવ૦
ઊંચે સ્વર ગાજે ગિરધારી, ઊંચે સ્વર ગાજે; (૨)
મનમોહનની શોભા, મનમથ બહુ લાજે ! જયદેવ જયદેવ૦
રાસ રચ્યો વૃંદાવન, જોવાને જઈએ; (૨)
માધવ મુખ નિરખીને, નરસૈં દીવડિયો લઈયે. જયદેવ જયદેવ૦

## હારમાળાનાં કેટલાંક પદો

### ૧૧

રાગ પ્રભાતિયું

અજ્ઞાન અબુદ્ધ તારું મન ચોદિશ ભમે, પ્રીતની રીત તું શું રે જાણે;
પ્રીત વિના તું વિપરીત મુખ ઓચરે, એમ અજ્ઞાન તું કેમ આણે. અ૦
વિશ્વવ્યાપક પાળક છે શ્રી હરિ, તે રઘુનાથને તું શું રે જાણે;
વેદ નેતિ કહે નારદ શારદ સદા જપે, જે હરિ ગોપિકા પ્રેમ આણે. અ૦
જે રઘુવીર રણધીર કહાવે સદા, દશરથ વીર રઘુનાથ કહાવે;
અળગો છે સર્વથી, સર્વ મધ્યે સદા, તે અલ્પબુદ્ધિને ઘટ કેમ આવે. અ૦
અલ્પમતિ ઓચરે, જન્મ વૃથા કરે, હરિજન વિના હરિ હાથ નાવે;
ભણે નરસૈંયો હું અસત્ય ન ઓચરું, લીન થયા વિના હરિ કેમ આવે. અ૦

### ૧૨

પ્રભાતિયું

મારો ઠાકોર શ્રીદામોદર, મારી સાર કીધી સાંભળી રે;
અંતર નવ રાખ્યો મન સાથે, હાર આપ્યો ઉતારી રે. મારો૦
રમઝમ કરતાં હરિ પધાર્યા, આપ્યો દાસને હાર રે;
સખીઓ સઉકો હરિને વધાવે, બોલે જેજેકાર રે. મારો૦

શ્રી મુખ બોલે દામોદરજી, ધન ધન વૈષ્ણવ જાત રે,
અંતઃકરણનો સાક્ષી મારો, વેચાઉં તારે હાથ રે. મારો૦
શિવ સનકાદિક નારદ શારદ, દેવતા તેત્રીસ ક્રોડ રે;
અંતરિક્ષ રહીને જે જે બોલે, નરસૈંયો જીત્યો હોડ રે. મારો૦

## ૧૩

રાગ—આશાવરી

હરિભક્તિ વિના જે જન જીવે, તેનો જાયે અફળ અવતાર રે;
તુલસીની માળા તિલક વણ પાખે, બીજા જૂઠા શણગાર રે.
દશ માસ માતા મહા દુઃખ પામી, અકારજ ખર ભાર રે;
દેહ ધરીને હરિનો દાસ ન કહાવ્યો, તેની જનુનીને ધિક્કાર રે.
હરિભક્ત જેને નહિ વહાલા, તેને કૃપા નહિ નિરધાર રે;
નરસૈંયાના સ્વામી વિના બીજા, અનેક ધર્મ વ્યભિચાર રે.

## ૧૪

રાગ—આશાવરી

વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે. વૈષ્ણવ૦
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે. વૈષ્ણવ૦
સમદષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. વૈષ્ણવ૦
મોહ માયા વ્યાપે નહિ તેને, દઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામ શું તાળી રે લાગી, સકળ તીરથ તેના તનમાં રે. વૈષ્ણવ૦
વણલોભી ને કપટરહિત છે, કામક્રોધ નિવાર્યા રે;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તાર્યાં રે. વૈષ્ણવ૦

# જ્ઞાનભક્તિનાં પદો

## ૧૫

રાગ પ્રભાતિયું ખમાજ–ધ્રુમાળી

ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાહી રે;
પુણ્ય કરી અમારપુરી પામ્યા, અંતે ચોરાસી માંહી રે. ભૂતળ૦
હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતાર રે;
નિત સેવા નિત કીર્તન ઓચ્છવ, નિરખવા નંદકુમાર રે. ભૂતળ.
ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયા રે;
ધન ધન રે એનાં માત પિતાને, સફળ કરી એણે કાયા રે. ભૂતળ.
ધન વૃંદાવન ધન એ લીલા, ધન એ વ્રજનાં વાસી રે;
અષ્ટ મહાસિદ્ધિ આંગણિયે રે ઊભી, મુક્તિ છે એમની દાસી રે. ભૂતળ.
એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગી રે;
કાંઈએક જાણે વ્રજની રે ગોપી, ભણે નરસૈંયો ભોગી રે. ભૂતળ.

## ૧૬

રાગ પ્રભાતિયું

બળિતણે દ્વારે હરિ, વિપ્ર વામન હુવા, વેદની ધૂન ગઈ ગગન ગાજી;
ઇંદ્રપ્રસ્થથી બળિ આવ્યો ઉતાવળો, જે રે જોઈયે તે દ્વિજ લ્યોને માગી. બ.
એક પર્ણકુટિતણો, ઠામ ભણવા કરું, બોલવું તે મારે મૂળ સાચું;
વિપ્ર ફરે ઘણા, લોભના વાહેલા,[1] દાન માટે ઘણો હું ન રાચું. બ.
લ્યોને દ્વિજજી તમે, નવનવાં મંદિરો, ભૂમિ શું માગી રે ત્રણ ડગમાં;
લ્યોજી ભંડાર બહુ,કૂંચીઓ સહિત વળી,માગો હસ્તી મારા રાખો ઘરમાં.બ.
હસ્તી ભંડારને, હું લેઈ શું કરું, લોભિયાની નથી જાત મારી;
આગે વિધાતાએ, વામન નીરમ્યો, વ્રતે રહેવું મારે બ્રહ્મચારી. બ.

---

૧ પ્રેરાયલા.

ચેતજે તું બળિ, શુક્ર કહે છળ પડ્યો, વિષ્ણુ એ વામન વેશધારી;
અશ્વજગન સમે, દાન અવનીતણું, પાત્ર એવું ક્યાં મળે મુને મુરારિ. બ.
હરિતણા ચરણ ઉપર નીર નામતાં, નાળમાં[1] ભૃગુસુત પેઠો ચાલી;
રીસ હૃદય ધરી, ઘણું ઘણું રાયજી, નેત્રમાં દર્ભની શેર ઘાલી. બ.
બાપડો બળિરાય, પગતળે ચાંપિયો, પ્રભુ પાતાળનો કરીને થાપ્યો;
ભણે નરસૈંયો હરિ, ભક્ત આધીન છે, ઇંદ્ર અવિચળ અધિકાર આપ્યો. બ.

## ૧૭

રાગ પ્રભાતિયું

ગિરિ તળાટીને કુંડ દામોદર, ત્યાં મહેતાજી નાહવા જાય:
ઢેઢ વરણમાં દૃઢ હરિભક્તિ, તે પ્રેમ ધરીને લાગ્યા પાય. ગિરિ૦
કર જોડીને પ્રાર્થના કીધી, વિનતિતણાં બહુ વધારે વચન;
મહાંત[2] પુરુષ અમારી અરજ એટલી, અમારે આંગણે કરો રે કીરતન. ગિ૦
પ્રેમ પદારથ અમો પામીએ, વામીએ જન્મમરણ જંજાળ;
કર જોડતામાં કરુણા ઉપજી, મેહેતાજી વૈષ્ણવ પરમ દયાળ. ગિરિ૦
પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદૃષ્ટિને સર્વ સમાન;
ગૌમૂત્ર તુલસી વૃક્ષ કરી લીંપજો, એવું વૈષ્ણવે આપ્યું વાગ્દાન. ગિરિ૦
મેહેતાજી નિશાએ આવ્યા, લાવ્યા પ્રસાદ ને કર્યો ઓચ્છવ;
ભોર[3] થયા લગી ભજન કીધું, સંતોષ પામ્યા સઉ વૈષ્ણવ. ગિરિ૦
ઘેર પધાર્યા હરિજશ ગાતા વા'તા[4] તાળને શંખ મૃદંગ;
હસી હસી નાગર તાળીઓ લે છે, આ શારે બ્રાહ્મણના ઢંગ. ગિરિ૦
મૌન ગ્રહીને મેહેતાજી ચાલ્યા, અધવધરાને[5] શો ઉત્તર દેઉં;
જાગ્યા લોક નરનારી પૂછે, મેહેતાજી તમે એવા શું ? ગિરિ૦
નાત ન જાણો ને જાત ન જાણો, ન જાણો કાંઈ વિવેકવિચાર;
કરજોડીને કહે નરસૈંયો, વૈષ્ણવતણો મને છે આધાર. ગિરિ૦

૧ ઝારીનું નાળચું. ૨ મોટા. ૩ પ્રભાત. ૪ વગાડતા. ૫ અડધું સમજેલા.

## ૧૮

એવા રે અમો એવા રે એવા, તમે કહો છો વળી તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવા રે. એવા રે૦
જેનું મન જે સાથે બંધાણું, પહેલું હતું ઘર રાતું[1] રે;
હવે થયું છે હરિરસ માતું, ઘેર ઘેર હીંડે છે ગાતું રે. એવા રે૦
સઘળા સાથમાં હું એક ભૂંડો, ભૂંડાથી વળી ભૂંડો રે;
તમારે મન માને તે કહેજો, સ્નેહ લાગ્યો છે મને ઊંડો રે. એવા રે૦
કર્મ–ધર્મની વાત છે જેટલી, તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જે થકી પામે, મારા પ્રભુની તોલે નાવે રે. એવા રે૦
હળવાં કર્મનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વહાલા રે;
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોગટ ફેરા ઠાલા રે. એવા રે૦

## ૧૯

રાગ પ્રભાતિયું

તું તારા બીરદ સામું જોજે શામળા, ન જોઈશ કરણી હમારી રે. ટેક.
હિરણ્યકશીપુને હાથે હણિયો, માસી પૂતના મારી રે;
પ્રહ્‌લાદ કારણ સ્થંભમાં વસિયા, પ્રગટ્યા દેવ મોરારિ રે. તું તારા૦
લાખાગ્રેહમાં જેમ પાંડવ ઉગાર્યા, બ્રહ્માંડ જ્વાળા વ્યાપી રે;
અર્ધ વચને ગજ ગુણકા તારી, જયદેવને પદ્મિની આપી રે. તું તારા૦
દુષ્ટસભામાં જેમ ચીર જ પૂર્યાં, લાજ પંચાળીની પાળી રે;
તેલકઢા જેમ શીતળ કીધી, વેળા સુધન્વાની વાળી રે. તું તારા૦
ઋષિશ્વરે જેમ અહલ્યા શ્રાપી, બ્રહ્મ શલ્યા થઈ ભારી રે;
તે પણ તારે ચરણે રઘુવર, થઈ અનોપમ નારી રે. તું તારા૦
મીરાંબાઈનાં વિખ અમૃત કીધાં, વિદુરની આરોગ્યા ભાજી રે;
શબરીનાં તમે બોર જ પ્રારયાં, તેની પ્રીતે થયા રાજી રે. તું તારા૦

---

1 રંજન કરનારું.

અનેક ભક્ત આગે ઉગાર્યા, સહાય થયા મોરારિ રે;
નરસૈંયાચા સ્વામી લક્ષ્મીવર, મોટી ઓથ તમારી રે. તું તારા૦

## ૨૦

ઘેલા મન ગોવિંદને ગાની રે, ઘેલા ગાની ગોવિંદ ગાની રે. ટેક.
શુકલ તીર્થને ઉંમરે રે, આલ્યાં જમણે હાથ;
આલ્યાં હશે તો પામશે રે, નહિ આવે રે તારી સાથ;
ગવાય તો ગોવિંદ ગાજે રે, પવાય તો પાઇને પીજે રે. ઘેલા મન૦
ખાઓ પીઓ ધન વાવરો રે, પહેરો કપડાં સાર;
પ્રાણી તે સરખો આત્મા રે, નહિ મળે વારોવાર. ઘેલા મન૦
ભીડ પડ્યા ભાગ્યા રે, નહિ મા ને બાપ;
ચેતી શકે તો હાંરે ચેતજે રે, ફરી કશાય ન હેય રે જબાપ. ઘેલા મન૦
ચોખ્ખી કરની ચાકરી રે, ખરો મહિનો ખાની;
જ્ઞાન ખડગ લે હાથમાં રે, જમનો શિર લે ન ધાની. ઘેલા મન૦
બાંધી શકો તો બાંધજે રે, પાણી પહેલી પાળ;
છેલ્લે ક્યારે જળ વળ્યું રે, ગુણ ગાયે નરસૈંયો દયાળ. ઘેલા મન૦

## ૨૧

પ્રાતઃ સમે સૂર ઊગ્યા પહેલાં, જો રે રસના મુખ રામ કહે;
હાંરે હાંરે કૃષ્ણને તું ભજ નામે; જગમાં તારું નામ રહે. પ્રાતઃ૦
રામનામનો મહિમા મોટો, શિવસનકાદિક ધ્યાન ધરે;
મેરુ થકી મોટું હોય પ્રાયશ્ચિત, નારાયણના નામે તરે. પ્રાતઃ૦
કેસરી ધૂરે[1] જ્યમ મૃગ જ ત્રાસે, રવિ ઊગે જ્યમ તિમિર[2] ટળે;
પૂરણબ્રહ્મ અકળ અવિનાશી, કુબુદ્ધિના તાપ તરત હરે. પ્રાતઃ૦
કોટિ કલ્યાણ ફળ ઉદય ભાણે,[3] પાપ બાપડું ક્યાંરે રહે;
અધમ નીર ગંગામાં ભળ્યું ત્યારે, ગંગા સરખું થઇને વહે. પ્રાતઃ૦

૧ ધૂરકવું, બરાડવું. ૨ અંધકાર. ૩ સૂર્ય.

એ રસને શુકદેવજી જાણે, કોઈક વિરલા સંત લહે;
ભણે નરસૈંયો તમે પ્રભુ ભજી લો, આવાગમનનો ફેરો ટળે. પ્રાત:૦

## ૨૨

સંતો હમે રે વેપારિયા શ્રી રામનામના;
વેપારી આવે છે બધા ગામ ગામના. સંતો૦
અમારું વસાણું સાધુ સઉકોને ભાવે;
અઢારે વરણ જેને હોરવાને આવે. સંતો૦
અમારું વસાણું કાળ દુકાળે ન ખૂટે;
જેને રાજા ન દંડે, જેને ચોર ના લૂંટે. સંતો૦
લાખ વિનાનાં લેખાં નહિ,ને પાર વિનાની પૂંજી;
હોરવું હોય તો હોરી લેજો, કસ્તૂરી છે સોંઘી. સંતો૦
રામ નામ ધન અમારે, વાજે ને ગાજે;
છપ્પન ઉપર ભેર ભોરિ ભૂંગળ વાજે. સંતો૦
આવરો ને ખાતાવહીમાં, લક્ષ્મીવરનું નામ;
ચિઠ્ઠીમાં ચતુરભુજ લખિયા, નરસૈંયાનું કામ. સંતો૦

## ૨૩

રાગ પ્રભાતિયું

જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ધેનમાં કોણ જાશે ?
ત્રણસે ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડો રે ગોવાળિયો કોણ થાશે ?
દહીંતણાં દૈથરાં, ઘીતણાં ઘેબરાં, કઢિયેલાં દૂધ તે કોણ પીશે ?
હરિ તાર્યો હાથિયો, કાળિનાગ નાથિયો, ભૂમિનો ભાર તે કોણ લેશે ?
જમુનાને તીરે, ગૌધણ ચરાવતાં, મધુરીસી મોરલી કોણ વહાશે ?
ભણે નરસૈંયો તારા ગુણ ગાઈ રીઝિયે, બૂડતાં બાંહેડી કોણ સહાશે ?

## ૨૪

રાગ પ્રભાતિયું

રાત રહે જાહરે, પાછલી ખટ ઘડી, સાધુ પુરુષને સૂઈ ન રહેવું;
નિદ્રાને પરહરી,[1] સમરવા શ્રીહરિ, એક તું એક તું એમ કહેવું. રા૦
જોગિયા હોય તેણે જોગ સંભાળવા, ભોગિયા હોય તેણે ભોગ તજવા;
વેદિયા હોય તેણે વેદ વિચારવા, વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા. રા૦
સુકવિ હોય તેણે સદ્ગ્રંથ બાંધવા, દાતાર હોય તેણે દાન કરવું;
પતિવ્રતા નારીએ કંથને પૂછવું, કંથ કહે તે તો ચિત્ત ધરવું. રા૦
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈંના સ્વામીને, સ્નેહથી સમરતાં, ફરી નવ અવતરે નર ને નારી. રા૦

## ૨૫

રાગ પ્રભાતિયું

ઊઠ ઉતાવળો, ચાલ્યને વિઠ્ઠલા, ગોવિંદ ગાયને વચ્છ[2] ધાવે;
જાગને જાદવા,જનની જસોદા વદે,કહાન કાં ઘણી તને નિદ્રા આવે. ઊઠ૦
દંતધાવન[3] કરો,આળસ પરહરો, રજનીતિમિર[4]ગયું પોહો ફાટ્યું;[5]
કરમળો કૂરને, શે ન શીરાવતો, દહીં રે દામોદરા થાય ખાટું. ઊઠ૦
બારણા બહાર બળિભદ્ર ઊભા રહ્યા, જોરે વાહાલા તારી વાટ જોયે;
નરસૈંના સ્વામીનું, મૂખડું દીઠડે, માતાનું મનડું અતિ રે મોહે. ઊઠ૦

## ૨૬

રાગ પ્રભાતિયું

હરિ હરિ રટણ કર, કઠણ કળિકાળમાં, દામ[6] બેસે નહિ કામ સરશે;
ભક્ત આધીન છે, શ્યામસુંદર સદા, તે તારાં કારજ સિદ્ધ કરશે. હરિ૦

૧ તજીને, છોડીને. ૨ વાછરડાં. ૩ દાતણ. ૪ રાત્રિનો અંધકાર. ૫ પ્રભાત થયું. ૬ પૈસો.

અલ્પ સુખ સારુ શું, મૂઢ ફૂલ્યો ફરે, શીશ પર કાળ રહ્યો દંત કરડે;
પામર[1] પલકની, ખબર તુજને નહીં, મૂઢ શું જોઇને મૂછ મરડે. હરિ૰
પ્રૌઢ પાપે કરી, બુદ્ધિ પાછી ફરી, પરહરી થડ શું ડાળે વળગ્યો;
ઇશને ઈર્ષા છે નહીં જીવ પર, આપણે અવગુણે રહ્યો રે અળગો. હરિ૰
પરપંચ પરહરો,[2] સાર હૃદિયે ધરો, ઊચરો હરિ મુખે અચળ વાણી;
નરસૈંયા હરિતણી, ભક્તિ ભૂલીશ મા, ભક્તિ વિના બીજું ધૂળધાણી. હરિ૰

## ૨૭

રાગ પ્રભાતિયું

બાપજી પાપ મેં કવણ કીધાં હશે, નામ લેતાં તારું નિદ્રા આવે;
ઊંઘ આલસ્ય, આહાર મેં આદર્યાં, લાભ વિના લવ[3] કરવી મન ભાવે. બા૰
દિન પૂંઠે દિન તો વહી જાય છે, દુરમતિના મેં ભર્યા રે ડાલા;[4]
ભક્તિ ભૂતલ[5] વિષે, નવ કરી તાહરી, ખાંડ્યાં સંસારનાં થોથાં ઠાલાં. બા૰
દેહ છે જાઠડી, કરમ છે જાડડાં, ભીડભંજન તારું નામ સાચું;
ફરી ફરી વરણવું, શ્રીહરિ તુજને, પતિતપાવન તારું નામ જાચું. બા૰
તારી કરુણા વિના કૃષ્ણ કોડામણા, કળ અને વિકળનું બળ ન ફાવે;
નરસૈંયા રંકને, જંખના તાહરી, હેડ[6] બેડી ભાગો શરણ આવે. બા૰

## ૨૮

રાગ પ્રભાતિયું

તારા દાસના દાસની નિત્ય સંગત વિના, ભ્રષ્ટ થાય ભૂધરા મન મારું;
દુષ્ટની સંગતે, દુષ્ટ મતિ ઊપજે, શ્રવણ કીર્તન નવ થાય તારું. તારા૰
પૂર્ણ વિષપાનથી, દુરિજન દોહેલા, વિષ પીધું તન તેનું મરશે;
તુજથકી વેગળા, તેહની સંગતે, જન્મ કોટીતણાં સુકૃત હરશે. તારા૰

---

૧ કંગાલ, રંક. ૨ સંસાર તજી દો. ૩ લવ–લવલવાટ. ૪ મોટા છાછરા ઘાટના પહોળા ટોપલા, એ ખાજાં ભરવાના કામમાં આવે છે. ૫ પૃથ્વી. ૬ ગુનેગારને રાખવા માટે કોરેલો લાકડાનો કટકો.

અમૃતની ઉપમા, સાધુને નવ ઘટે, રાહુની દુષ્ટતા ન ટાળી તેણે;
પ્રહ્‌લાદ નારદે ગર્ભસંગત કરી, વશ કર્યા વૈકુંઠનાથ જેણે. તારા૦
ચતુરધા મુક્તિ છે, જૂજવી જૂક્તિની, તાહરા તે તેહને નવ રાચે;
બેઉ કર જોડીને નરસૈંયો વીનવે, જન્મોજનમ તારી ભક્તિ જાચે. તારા૦

## ૨૯

રાગ પ્રભાતિયું

ધ્યાન ધર, ધ્યાન ધર, નંદના કુંવરનું, જેથકી અખિલ આનંદ પામે;
અષ્ટમહાસિદ્ધિ તે, દ્વાર ઊભી રહે, દેહનાં દુકૃત તે દૂર વામે. ધ્યાન૦
મોરનાં પીંછનો, મુગટ મસ્તક ધરે, કુંડળ મકરાકૃત શ્રવણ લટકે;
નીલવટ તિલક તે, સુભગ કેસરતણું, કંઠ મુક્તાફળ હાર ઢળકે. ધ્યાન૦
પીતાંબર પલવટ, કટિતર રુચિર છે, લલિત ત્રિભંગી વાહાલો વેણુ વાયે;
કદમનાં દ્રુમ તળે, રાધિકા રસ ભરી, હરજીને સંગ આલાપી ગાયે. ધ્યાન૦
મોરલીની ધૂની સુણી, વનિતા વ્યાકુળ થઈ, ગોપિકા કેરડાં વૃંદ આવે;
નરસૈંયાને મન, આનંદ અતિ ઘણો, પુષ્પ મુક્તાફળ લેઈ વધાવે. ધ્યાન૦

## ૩૦

રાગ રામકલી–ભૈરવ અથવા પ્રભાતિયું

ધ્યાન ધર, ધ્યાન ધર, નેત્રમાં નાથ છે, અંતર ભાળની એક સુરતી;
દેહીમાં દરસશે, પ્રેમથી પરસશે, અજબ અનોપમ અધર મૂરતિ. ધ્યાન૦
મોરલીના નાદમાં, શ્રવણના સાદમાં, ઝાંઝરી ઝાલરી ડમક વાજે;
તાલ મૃદંગ ને ચંગ ઉપમા ઘણી, ભેરીનો નાદ બ્રહ્માંડ ગાજે. ધ્યાન૦
મન પરસન થશે, કર્યાં કરમ નાસશે, ભાસશે બ્રહ્મ વ્રજ વંન વેલી;
કુંજલલિત માંહે શ્રીકૃષ્ણ લીલા કરે, નીરખની નૌતમ નિત્ય કેલી. ધ્યાન૦
સુરતસંગ્રામમાં, વીલસે રંગમાં, દરસશે દેહીનું મન મરતાં;
નરસૈંયાચા સ્વામી, સર્વ સુખ આપશે, દુક્રીત કાપશે ધ્યાન ધરતાં. ધ્યાન૦

## ૩૧

રાગ પ્રભાતિયું

હરિતણું હેત તને, ક્યમ ગયું વીસરી, પશુ રે ફેડીને નરરૂપ કીધું;
હાડ ને છેડ[1] કરી, સહુ તને હાંકતું, આજ વધારીને માન દીધું. હરિ૦
ઘાંચીનું ગાળિયું, કંઠથી ટાળિયું, નેત્રના પાટા શ્રીનાથે છોડ્યા;
તે તણાં ચરણને, નવ ભજ્યો કૃતઘ્ની, તેં ન ગુણ પાડના હાથ જોડ્યા. હરિ૦
પગ ઠોકી કરી, માગતો મૂઢમતિ, ઘાસ પાણી કરી શબ્દ ઝીણા;
આજ ગોવિંદ ગુણ ગાઈને નાચતાં, લાજ આવે તને કર્મહીણા. હરિ૦
લાંબીશી ડોક ને કાંકોલ[2] ચાવતો, ઊંટ જાણી ઘણો ભાર લાદે;
આજ અમૃત જમે, હરખે હળવો ભમે, વૈકુંઠનાથને નવ આરાધે. હરિ૦
પીઠ અંબાડી ને અંકુશ માર સહી, રેણુ[3] ઉડાડતો ધરણી[4] હેઠો;
આજ ચુવા ચંદન, આભ્રણ[5] અંગ ધરી, વેગે જાય છે તું વે'લે બેઠો. હરિ૦
અન્ન ને વસ્ત્ર ને ભૂષણ સર્વ જે, તેહનો તૂજને હતો ઉધારો;
નરસૈંયાના સ્વામીએ, સર્વ સારું કર્યું, તે પ્રભુને તમે કાં વિસારો. હરિ૦

## ૩૨

રાગ પ્રભાતિયું

મારા નાથજી મુજને, ભક્તિ દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો;
ભક્તિ આપી ભલા ભાવથી ભૂધરા, અંતે આવી અહોનિશ રહેજો. મારા૦
ભક્તિ કારણ મારો દેહ દુર્બલ હજો, દેહ કારણ રખે સ્નેહ જાયે;
આજ મન સાથ જદુનાથ જો વીસરે, વળતી વલે[6] મારી કુણ થાયે. મારા૦
કર્મ કૂડાં કરી, ખાણ ચારે ભરી, નાસવા નીસર્યો નામ બારી;
કૃષ્ણકીર્તન વિના, જામ[7] જાએ વૃથા, જેમ રહે જૂગટે સિદ્ધિ હારી. મારા૦

---

૧ હાડછેડ, હટકારી કાઢવું; શરીર પર મારવું. ૨ એક જાતનો કાંટાનો છોડ. ૩ ધૂળ. ૪ પૃથ્વી. ૫ ઘરેણાં. ૬ સ્થિતિ. ૭ પહોર.

હું ગર્ભ નાના ફર્યો, નિત્ય ઉજાગરો, નવ ઠર્યો નાથજી શરણ પાખે;
ભવ[1] વિષે બૂડતાં, વાહર ને બૂમ નહિ, બાંહ્યગ્રહી[2] મુજને કોણ રાખે. મારા૦
અલ્પ આયુષ્યમાં, કલ્પના મનુષ્યને, આજ કીધું વળી કાલ કરવું;
શ્વાસનો શો વિશ્વાસ, નહિ નિમિષનો, આશ અધૂરી અને એમ મરવું. મારા૦
ઉત્તમ મધ્યમ, વરણ તું વિઠ્ઠલા, પ્રકટ થઈને દરશન પમાડો;
નરસૈંયા રંકને, ટંક[3] કરુણા કરો, દીનબંધુ વજ્યો આંક આડો. મારા૦

## ૩૩

રાગ પ્રભાતિયું

જે ગમે જગતગુરુદેવ જગદીશને, તે તણો ખરખરો[4] ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાંઈ નવ સરે, ઊગરે એક ઉદ્વેગ ધરવો. ટેક.
હું કરું હું કરું, એ જ અજ્ઞાનતા, શકટનો[5] ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે, સર્વ એણી પેરે, જોગી જોગેશ્વરા કોઈક જાણે. જે૦
નીપજે નરથી તો, કોઈ ન રહે દુઃખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઈ, દષ્ટે આવે નહિ, ભવનપર ભવનપર[6] છત્ર દાખે. જે૦
ઋતુ લતા પત્ર ફળફૂલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં, જે સમે જે લખ્યું,[7] તેહને તે સમે તેજ પોહોંચે. જે૦
ગ્રંથ ગરબડ કરી વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મનવચન કર્મથી આપ માની લહે, સત્ય છે એજ મન એમ સૂઝે. જે૦
સુખ સંસારી મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કરજોડી કરી, નરસૈંયો એમ કહે, જન્મ પ્રતિજન્મ હરિને જ જાચું.[8] જે૦

૧ સંસારરૂપી સાગર. ૨ હાથ પકડી. ૩ થોડી ટાંક જેટલી. ૪ શોક, દુઃખ. ૫. ગાડાનો. ૬. ઘર. ૭. પાઠભેદ–'જેહના ભાગ્યમાં, જેહને જે લખ્યું.' ૮. બીજી પ્રતમાં નીચેની કડી વિશેષ જોવામાં આવે છે, અને તે ૩ જી કડી પછી આવે છે.

"કાષ્ઠની પૂતળી કોટી મટકા કરે, મરકટ માનવી ચાહી નચાવો;
અખિલ બ્રહ્માંડમાં એક છે નાથ તું, પુન્ય ને પાપ નામ કહાવો."

## ૩૪

રાગ પ્રભાતિયું

ધ્યાન ધર હરિતણું, અલ્પમતિ આળસુ, જેથકી જન્મનાં દુઃખ જાયે;
અવર ધંધો કરે, અરથ કાંઈ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ વહાયે.[1]
સકળ કલ્યાણ શ્રીકૃષ્ણનાં ચરણમાં, શરણ આવે સુખ પાર હોયે;
અવર[2] વેપાર તું, મેલ મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ મોયે.
પટક[3] માયા પરી, અટક ચરણે હરિ, વટક મા[4] વાત સૂણતાં જ સાચી;
આશાનું[5] ભવન આકાશ સુધી રચ્યું, મૂઢ એ મૂળથી ભીંત કાચી.
અંગ જોબન ગયું, પલિત પિંજર[6] થયું, તોય નથી લ્હેતો શ્રીકૃષ્ણ કહેવું;
ચેત રે ચેત દિન ચાર છે લાભના, લીંબુ લ્હેકાવતાં[7] રાજ લેવું.
સરસ ગુણ હરિતણા, જે જને અનુસર્યા, તે તણા સુજશ તો જગત બોલે;
નરસૈંયા રંકને, પ્રીત પ્રભુશું ઘણી, અવર વેપાર નહિ ભજન તોલે.

## ૩૫

રાગ પ્રભાતિયું

તારા દાસનાં ચરણની, રેણ મસ્તક ધરું, જેથકી કોટિ કલ્યાણ પામું;
નિરખતાં નેહશું, નેત્ર અમૃત ઠરે, ભવતણાં પાપ તે ક્ષણમાં વામું. —ટેક.
ભક્તને ભેટતાં, કિલ્બિષ[8] નવ રહે, જ્ઞાનદીપકથકી તિમિર નાસે;
ધન્ય ધન્ય ભાગ્ય જે સાધુસંગત કરે, કૃષ્ણકીર્તનથકી કૃષ્ણ ભાસે. તારા૦
એક ક્ષણવાર જે સંતસંગત કરે, ધન્ય ઘડી જંતુની[9] તે જ જાણો;
ભણે નરસૈંયો, ભવસાગર બૂડતાં, હરિજન નાવ નિશ્ચે પ્રમાણો. તારા૦

---

૧ છેતરે. ૨ બીજો. ૩ તરછોડી નાંખ. ૪ મનમાં શંકા ઉત્પન્ન ન કર. ૫ આશાનું. ૬ પળિયાં આવેલું શરીર. (पलितं मुंडम्). ૭ ઉછાળતાં. ૮ પાપ. ૯ જંતુ એટલે નાનું જીવડું—મનુષ્ય.

## ૩૬

રાગ પ્રભાતિયું (આસામાંડ–ઝપતાલ)

સમરને શ્રીહરિ, મેલ મમતા પરી, જોને વિચારીને મૂળ તારું;
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો, વગર સમજે કહે મારું મારું. સ૦
દેહ તારી નથી, જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે.
દેહ સંબંધ તજે, નવનવા બહુ થશે, પુત્ર કલત્ર[1] પરિવાર વહાયે.[2] સ૦
ધનતણું ધ્યાન તું, અહોનિશ આદરે, એ જ તારે અંતરાય મોટી;
પાસે છે પિયુ અલ્યા, કેમ ગયો વીસરી હાથથી બાજી ગઈ થયો રે ખોટી. સ૦
ભરનિદ્રા ભર્યો, રૂંધી[3] ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણી કાં ન જાગે;
ન જાગતાં નરસૈંયા, લાજ છે અતિ ઘણી, જનમોજનમ તારી ખાંત ભાગે. સ૦

## ૩૭

રાગ પ્રભાતિયું

પારકી હૂંશે[4] મહતા કરે પ્રાણિયા, પુણ્ય પાખી સર્વ વાત ખોટી;
કે તેં તો કર્ષણ કોદરા વાવિયા, ક્યાંથી જમે તું તો દાળ રોટી! પા૦
કે તેં તો દાન કદી આપ્યું અજાતણું,[5] ક્યાંથી દૂહે તું તો ઘેર ઓટી![6]
કે તેં તો રુધિર સોનારને આપિયું, ક્યાંથી પેહેરે તું તો કનકટોટી![7] પા૦
પુણ્યથી રિદ્ધિ છે, પુણ્યથી સિદ્ધિ છે, પુણ્યથી પેહેરશો ડગલો ડોટી;[8]
ભણે નરસૈંયો તું, પુણ્ય કર પ્રાણિયા, પુણ્યથી પામશે પદવી મોટી. પા૦

## ૩૮

રાગ પ્રભાતિયું

ધન્ય રે ધન્ય મહાપુણ્ય જસોદાતણું, પુત્રભાવે પરિબ્રહ્મ રાજે;
નંદનો નંદ[9] આનંદ થઈ અવતર્યો, શેષ બળિભદ્ર સંગે બિરાજે. ધન્ય રે.૦

૧ કલત્ર–સ્ત્રી. ૨ છેતરે. ૩ રુંધવું. ૪ હૂંશે–(હોંસનું અપભ્રંશ) આશા, કુમક, મદદ. ૫ બકરાનું. ૬ ગાય. ૭ કાનમાં પહેરવાનું એક ઘરેણું. ૮ એક જાતનું વસ્ત્ર. ૯ પુત્ર.

અમર આહીર[1], અરધાંગ ગોપાંગના,[2] વૃક્ષવેલી સર્વ ઋષિરાણી;
ભક્તિ તે રાધિકા, મુક્તિ જસોમતી, વ્રજ વૈકુંઠ તે વેદવાણી. ધન્ય રે૦
નિગમ વસુદેવજી, ગાય ગોપી ઋચા,[3] દેવકી બ્રહ્મવિવાદ કહાવે;
બ્રહ્મ કર લાકડી, વેણુ મહાદેવજી, પંચવદન કરી ગાન ગાવે. ધન્ય રે૦
ઇંદ્ર અર્જુન અહંકાર દુર્યોધન, દેવતા સર્વે અવતાર લીધો;
ધર્મ તે રાય યુધિષ્ઠિર જાણજો, દાસનો દાસ નરસૈંને કીધો. ધન્ય રે૦

## ૩૯

રાગ રામકલી–ભૈરવ અથવા પ્રભાતિયું

વર્ણના ધર્મ તે, કર્મ કરવાં ઠર્યાં, મર્મ જાણ્યો ત્યારે ભર્મ ભાગ્યો;
શ્રી રાધિકા કૃષ્ણ, ભજ સચ્ચિદાનંદને, તેથી નથી કાંઈ ધર્મ આઘો. વર્ણ૦
મનુષ્યને કર્મ કરવાં ઘટે જ્યાં લગી, ત્યાં લગી ભક્તિનો ભેદ અળગો;
ભાવે ગોવિંદમાં, ભજન ભેદી રહો, એક ઉપાસના જઈને વળગો. વર્ણ૦
જાગ ને જોગ જગન નરથી ટળ્યા, ભૂખ વેઠી શીદ વ્રત કરતો;
તીર્થની સોચના, મે'લ મનથી પરી, દેહ દમીને કાં જંજાલ કરતો. વર્ણ૦
સકલ સાધનનું, શ્રીહરિ નામ છે, પાર પામ્યા કોઈ સંત પૂરા;
શાસ્ત્રરૂપી એ સમુદ્ર તરે જેટલા, જાળ કાપી ગયા જંન શૂરા. વર્ણ૦
મારે તો આશરો, એક હરિનામનો, છેક[4] આવ્યો હવે ક્યાંરે જઈએ;
ભણે નરસૈંયો એ નામને આશરે, નામ ને મૂર્તિમાં લીન રહીએ. વર્ણ૦

## ૪૦

રાગ રામકલી–ભૈરવ અથવા પ્રભાતિયું

અલ્યા ભૂલ મા ભૂલ મા, ભક્તિ ભૂધરતણી, કારમી માયા જોઈ કાંરે હરખો;
સ્વપ્નની વાર્તામાં, શું રે રાચી રહ્યો, પ્રેમ દષ્ટે કરી હરિને નરખો. અ૦

---

૧ ગોવાળ; ભરવાડ. ૨ અર્ધાંગના–ધણિયાણી. અમર–દેવો કૃષ્ણાવતારમાં દેવો આહિર અર્થાત્ ગોવાળિયા થયા તથા અર્ધાંગ એટલે દેવોની સ્ત્રીઓ તે ગોપીકારૂપે થઈ. ૩ ગાય ને ગોપી તે વેદના મંત્રો. ૪ પાઠભેદ–" છેડો આવ્યો." છેક–છેડો, અંત.

શાને તેં દેહ ધરી, સમરને શ્રી હરિ, આવ્યો સંસારમાં શું રે કરવા;
માયાની જાળમાં,મોહ પામી રહ્યો, અવનિ પર અવતર્યો ભાર ભરવા.[1] અ૦
ભક્તિ કારણ જેને, ભૂધરે દેહ ધરી, ભાવે ભરવાડની છાશ પીધી;
શંકર ઉગારીને, ભસ્માંગદ મારિયો, આપી કૈલાસ ઉમિયારે દીધી. અ૦
લોકની લાજ, મરજાદ તે પરહરો, નિરલે થઈને હરિગુણ ગાવો;
મનના મનોરથ પૂરશે માવજી, તજી સંસાર વૈકુંઠ જાવો. અ૦
દેહ દમન ષટ્ કર્મથી વેગળો, સાધનવાળો જો જગ્ન જાગે;
નરસૈંયાચા સ્વામી, સબળ વશ ભક્તિને, અવર ઉપાય નહીં દેહ તાગે.[2]

## ૪૧

રાગ રામકલી—ભૈરવ અથવા પ્રભાતિયું

અલ્યા નામ પામ્યો, પણ રામને નવ લહ્યા, વૈષ્ણવપદ કેરું બિરદ ઝાલે[1]
પુત્ર વિના જેમ, ઘર મધ્યે પારણું, વર વિના તે જેમ જાન મહાલે[2]
વ્યાધિની વેદના, વિશ્વની ના ટળે, ઠાલો ગગનમાં મેઘ ગાજે;[3]
હરિને જાણ્યા વિના, હરિ કેરો જન થયો, વાત પકવાનથી ભૂખ ન ભાગે
તું એમ જાણે જે, હરિજન હું થયો,[4] વિષ્ણુપદ ગાઈ થયો ભક્ત ભવમાં
કરણી તો કાગની, હોડ[5] કરે હંસની, હંસને તો હસી કાઢે લવમાં.[6]
પિંડમાં પ્રભુ પણ, પ્રગટે પેખે નહીં, ફોકટ ભમે તે દૂર ભાળે
અગણિત બ્રહ્મનું, ગણિત લેખું કરે, દુષ્ટ ભાવે કરી માળ ઝાલે
જો નિરાકારમાં જેહનું મન ગળે, ભિન્ન સંસારની ભ્રાંતિ ભાગે
દાસ નરસૈંયો કહે, તેને ચરણે નમું, જ્ઞાન વિજ્ઞાનની[7] જ્યોત જાગે

૧ પાઠભેદ—" ભાર કરવા." ૨ તાગા કરવા; દેહને સંકટ આપવું. અથવા દેહના ત્યાગ—મરણથી. ૧ પા૦ " વિના વિવેક ઋષિ જોગ ભલો." ૨ પા૦ " ઘર વચ્ચે પુત્ર વિના જેવું પારણું." ૩ પા૦ " વિરહની વેદના, ભેખ ધરે નવ સમે, વરસાદ વિના જેમ ગાજે નાભે; અરથ સર્યાં, કંઇ જીવ ઓધર્યાં, વસ્તુ વિના નહિ ભૂખ ભાગે." ૪ પા૦ "મને એમ જાણ્યું જે, હરિજન હું થયો, વૈષ્ણવપદ ગાય તે ભક્તિ ભાવે." ૫ સ્પર્ધા, હરીફાઇ. ૬ જરા, લગાર, સહેજ, અથવા બકવાદમાં. ૭ જ્ઞાન તે જાણવું, વિજ્ઞાન તે અનુભવ સાથે જાણવું.

## ૪૨

નીરખને ગગનમાં, કોણ ઘૂમી રહ્યો, તે જ હું તે જ હું શબ્દ બોલે;
શ્યામના ચરણમાં, ઇચ્છું છું મરણ રે, અહીંયાં કોઈ નથી કૃષ્ણ તોલે. ની૦
શ્યામ શોભા ઘણી, બુદ્ધિ ના શકે કળી, અનંત ઓચ્છવમાં પંથ ભૂલી;
જડ ને ચૈતન, રસ કરી જાણવો, પકડી પ્રેમ સજીવંન મૂળી. ની૦
જળહળ જ્યોત ઉદ્યોત રવિ કોટમાં,[1] હેમની કોર[2] જ્યાં નીસરે તોલે;
સચ્ચિદાનંદ આનંદ ક્રીડા કરે, સોનાનાં પારણાંમાંહી ઝૂલે. ની૦
બત્તી વિણ તેલ વિણ, સૂત્ર વિણ જો વળી, અચળ ઝળકે સદા અનળ[3] દીવો;
નેત્ર વિણ નીરખવો, રૂપ વિણ પરખવો, વણ જિહ્વાએ રસ સરસ પીવો. ની૦
અકળ અવિનાશી એ, નવ જ જાએ કળ્યો,[4] અરધ ઉરધની માંહે મહાલે;
નરસૈંયાચો સ્વામી, સકળ વ્યાપી રહ્યો, પ્રેમના તંતમાં સંત ઝાલે. ની૦

## ૪૩

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે. ટેક.
પવન તું પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એ જ આશે. અ૦
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડળવિષે ભેદ નહોયે;
ઘાટ ઘડિયા પછી, નામ રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે. અ૦
ગ્રંથ ગડબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન કર્મ વચનથી, આપ માની લહે, સત્ય છે એ જ મન એમ સૂજે.[5] અ૦
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તુ, જોઉં પટંતરો[6] એ જ પાસે;
ભણે નરસૈંયો એ, મનતણી શોધના, પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે. અ૦

---

૧ રવિ–સૂર્ય; ઉદ્યોત–પ્રકાશ; કોટ કરોડો. ૨ હેમ–સુવર્ણ; કોર–કોરણ. ૩ અગ્નિ, અત્રે ઇશ્વર અથવા સૂર્ય. ૪ અરધ ઉરધ=અર્ધ ઊર્ધ્વ–નીચે અને ઊંચે. ૫ કેટલીક પ્રતમાં આ તુક–' જે ગમે જગતગુરુદેવ જગદીશને ' તેની ચોથી તુક તરીકે દાખલ થયેલી જોવામાં આવે છે. ૬ પટંતર–પડદો, આંતરો.

## ૪૪

શરીર શોધ્યા વિના, સાર[1] નહિ સાંપડે,[2] પંડિતા પાર નહિ પામે પોથે;
તાંદુલ[3] મેલીને, તુષને[4] વળગી રહ્યો, ભૂખ નહિ ભાગે એમ ઠાલે થોથે.
રસના સ્વાદમાં, સર્વ રુંધાઈ રહ્યા, વિગતિ[5] ગુરુ જ્ઞાન વિના રે ગૂંથે;[6]
વાણીવિલાસમાં, વિવિધ વાણી વડે, પરહરી વસ્રને વળગે ચૂંથે.
શબ્દ શીખે ખરો, સકલ વિદ્યા ભણે, અધ્યાત્મ ઊચરે આવી ઓથે;
પ્રપંચ પિંડમાં રહ્યો, અહંકાર નવ ગયો, આથડ્યો એમ અનંત કોઠે.[7]
શાસ્ર કથા કહે, રજનિમાં આથડે, એમ અજ્ઞાનમાં શીશ ગોડે;[8]
ભણે નરસૈંયો જે, ભેદ જાણી જુઓ, મેં તો રચી કહ્યું પદ ચોથે.

## ૪૫

રાગ આસામાંડ–ઝપતાલ

જાગીને જોઉં તો, જગત દીસે નહિ, ઊંઘમાં અટપટા[9] ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય[10] વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. ટેક.
પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઊપજ્યાં, અણુ અણુમાંહી રહ્યાં રે વળગી;
ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડથકી ડાળ તે નહિ રે અળગી. જા૦
વેદ તો એમ વદે, શ્રુતિસ્મૃતિ શાખ દે, કનક કુંડળ વિષે ભેદ નોયે;
ઘાટ ઘડ્યા પછી, નામ રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે. જા૦
જીવ ને શિવ તો, આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈંયો એ, તે જ તું તેજ તું, એને સમર્યાથી કંઈ સંત સીધ્યા.[11] જા૦

---

૧ સત્ય વસ્તુ, જ્ઞાનનો સાચો ભેદ. ૨ જડવું, મળવું. ૩ ચોખા. ૪ છાલાં. ૫ યુક્તિ, બારીકી. ૬ ગોઠવે. ૭ પેટ; પણ અત્રે ગર્ભસ્થાન. ૮ અફાળે, સ્થિર થાય. ૯ જાતજાતના; તરેહતરેહના. ૧૦ બ્રહ્મની જુદી જુદી લીલા. ૧૧ મુક્ત થયા; સંસાર તરી ગયા.

## ૪૬

રાગ આસામાંડ—ઝપતાલ

જ્યાંલગી આતમા—તત્ત્વ ચીન્યો[1] નહિ, ત્યાંલગી સાધના સર્વ જૂઠી;
માનુષા દેહ તારો એમ એળે ગયો, માવઠાંની[2] જેમ વૃષ્ટિ વૂઠી. જ્યાં૦
શું થયું સ્નાન, સેવા ને પૂજાથકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે, શું થયું વાળલોચન કીધે. જ્યાં૦
શું થયું તપ ને તીર્થ કીધાથકી, શું થયું માળ[3] ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુળસી ધાર્યાથકી, શું થયું ગંગજળ પાન કીધે. જ્યાં૦
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખટદર્શન સેવાથકી, શું થયું વરણના ભેદ આણે. જ્યાં૦
એ છે પરપંચ સહુ પેટ ભરવાતણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈંયો કે, તત્ત્વદર્શન વિના, રત્નચિંતામણિ જન્મ ખોયો. જ્યાં૦

## ૪૭

રાગ પ્રભાતિયું

શા સુખે સૂતો સંભાર શ્રીનાથને, હાથ તે હરિ વિના કોણ સ્હાયે;
તાત ને માત સુત, ભ્રાત ટોળે મળ્યાં, દોહલી[4] વેળા સૌ દૂર જાયે. શા૦
ઊંધે મસ્તક હતો, ઉગ્ર તપ આચરી, ભક્તિ કીધી ભગવાન કેરી;
અવતરી પાશ બંધાયો માયાતણે, લંપટી લાલચે લીધો ઘેરી. શા૦
દિવસે ચોદશ ભમ્યો, રાત નિદ્રા વિષે, સ્વપ્નમાં સાંભરે મોટી માયા;
પલક પરવાર નહિ, હરિને ભજવાતણો, જ્યાં લગી જીવ સંજોગ કાયા. શા૦
ધન ધામે કરી, મોહી રહ્યો લોભિયો, વેદના વીસરી ગર્ભ કેરી;
નાથ ત્રિલોકના, હરિ ન સંભારિયા, જાહરે રાખ્યો' તો જઠરામાં ઘેરી. શા૦
જાગ રે જીવડા, વાજ[5] આવ્યો ઘણું, કેટલોએક પ્રતિબોધ[6] દીજે;
નરસૈંયાના સ્વામીને, નિત્ય સંભારતાં, દેહનાં દુકૃત[7] દૂર કીજે. શા૦

---

૧ ઓળખ્યો. ૨ કઋતુનો વરસાદ. ૩ માળા. ૪ કઠણ; અંત કાળને સમે. ૫ કાયર, હેરાન, પીડા. ૬ ઉપદેશ. ૭ (દુષ્કૃત)—નઠારાં કર્મ.

## ૪૮

રાગ રામકલી–ભૈરવ અથવા પ્રભાતિયું

રઝળતી રાંડનાં, રડવડતાં છોકરાં, કોણ શિક્ષા દઈ ઠોર[1] આણે;
અંધ ગુરુએ વળી, નિરંધ ચેલા કર્યા, બ્રહ્મની વાત તે શું રે જાણે. રઝ૦
ભરમે ભૂલા ફરે, આનંદે આથડે, પૂર્ણ બ્રહ્મ પોતે ન જાણે;
સ્વપ્નાનું સુખ સાચું કરી લેખવે, પાસેથી પ્રભુને દૂર વખાણે. રઝ૦
મૂરખ મમતા કરે, ભૂતળ ભમતા ફરે, જેને રીઝાય તે કર્મકાંડે;
શ્રીમંતનું સુખ નિર્ધનને ન મળે, વાદ કરે ને વિષે[2] વખાણે. રઝ૦
નિરગુણ નાથને, નરખી તે નવ શકે, સિરગુણને[3] સરતે[4] ન જાણે;
ચેતન નિંદા કરે, જડની વંદના કરે, અચેત ભૂલ્યો ફરે ભિન્નભાવ આણે. રઝ૦
અગમ ગુરુથકી નિગમ શિષ્ય નીપન્યા, તે બ્રહ્મની વાતનો ભેદ જાણે;
પાસેથી અન્ય અળગો રે દેખે નહિ, નરસૈંયો પાસુ તે કોણ તાણે. રઝ૦

## ૪૯

એક તું એક તું એમ સૌ કો સ્તવે, કોણ હું તે નહિ કો વિચારે;
કોણ છું ક્યાં થકી આવિયો જગ વિષે, જઇશ ક્યાં છૂટશે દેહ ત્યારે. એક૦
પ્રતિદિને જડ કને જઈ કરી માંગતો, ઈશ તું સાહ્ય થાજે સદા રે;
તોય પણ દુ:ખ તો લેશ ટળતું નથી, થાકતો નથી તું કદા રે. એક૦
કોઈ તો ઉદધિ ગગનમાં તાકતા, ભાખતા જોઉં હું નમ્ર વાણી;
કોણ હું કોની કને, માગું શા હક થકી, તે નથી જાણતા મૂર્ખ પ્રાણી. એક૦
એમ કરતાં કદી લાભ જો પામિયો, તો કહે હરિતણી સાહ્ય થઈ રે;
કામ કથળ્યા થકી ભવિષ્યને ભાંડતો, પૂર્વના કર્મનું નામ લઇને રે. એક૦
પૂર્વનાં કર્મ જો હરિ ભજે નવ ટળે, તો કહો કોણ તે કામ કરશે;
સત્ય સમજી કદી પરમ પદ પરખશે, ભવ ભય ભ્રમને તે જ હરશે. એક૦

---

૧ ઠેકાણે. ૨ વિષયો. ૩ સગુણને. ૪ આંખે.

આકના વૃક્ષથી અમૃતફળ તોડવા, મૂર્ખો જો કદી આશ ધરશે;
શ્રમ વૃથા તેહનો તો જઈ જગ વિષે, જ્ઞાનહીનો સદા તે જ ઠરશે. એક૦
જીવ, ઈશ્વર અને બ્રહ્મના ભેદમાં, સત્ય વસ્તુ નહિ સદ્ય જડશે;
હું અને તું પણું તજીશ નરસૈંયા તો, ગુરુ તને હર્ષથી પાર પાડશે. એક૦

૫૦

રાખ્ય ભવસિંધુમાં અતિશે મહા ભય થકી, નામ નારાયણ નાવ મેલી;
ઘોર ભવસિંધુની વેલની રેલમાં, મેહેરના પવનને મેલ ઠેલી.
વિષયતૃષ્ણા પરો મોહ મન ના ધરો, હું ને મારું જક્ત તેમાં બૂડો;
તું થકી વેગળા આસુરીમાં ભળ્યા, શરણ આવ્યા તે તો અખંડ ચૂડો.
સુખડું અલ્પ ને દુઃખ સાગર જસું, જનમિયો જંતુ તે જન્મ રોગી;
એક નિશ્ચે તારા નામને આશરે, રેહ કોય જે વીરલો તે જ ભોગી.
કલે દસ વીસના તાપ નિવારવા, મંગલ શ્રીકૃષ્ણજીનું નામ જાણો;
બેઉ કર જોડી નરસૈંયો વિનવે, ભવજળ બૂડતાં બાંહ્ય તાણો.

૫૧

રાગ સિંધુડો

(દેવા) આદ્ય તું મધ્ય તું, અંત્ય તું ત્રિકમા, એક તું એક તું એક પોતે;
અખિલચો બ્રહ્મ બ્રહ્માદિક નવ લહે, ભૂરચા માનવી અન્ય ગોતે. દેવા૦
રવિ શશિ કોટિ નખ ચંદ્રિકામાં વસે, દષ્ટિ પહોંચે નહીં ખોજ ખોળે;
અર્ક ઉદ્યોત જ્યમ તિમિર ભાસે નહિ, નેતિ નેતિ કહી નિગમ ડોળે. દેવા૦
કોટી બ્રહ્માંડના ઈશ ધરણીધરા, કોટિ બ્રહ્માંડ એક રોમ જેનું;
મર્મ સમજ્યા વિના ભર્મ ભાગે નહિ, સગુણ સ્વરૂપ નિર્ગુણ એનું. દેવા૦
એ નથી એકલો વિશ્વથી વેગળો, સર્વ વ્યાપિક છે શકિત સ્તુત્ય જેની;
અખિલ શિવ આદ્ય આનંદમય કૃષ્ણજી, સુંદરી રાધિકા ભક્તિ તેની. દેવા૦
વેદની વાતનો ભેદ લાધે નહીં, તેનું હારદ તે કોક જાણે;
શિવ સનકાદિક દેવમુનિ નારદ, પૂરણ બ્રહ્મનું ધ્યાન આણે. દેવા૦

તે પૂર્ણ પુરુષોત્તમ પ્રેમદાશું રમે, ભાવેશું ભામની અંક લીધો;
જે રસ વ્રજતણી નાર વિલસે સદા, સખીરૂપે તે નરસૈંયે પીધો. દેવા૦

૫૨

પૂરું ના પડે નાથજી તમારી કૃપા વિના, એક આણું ત્યારે અનેક ખૂટે;
પાપ દષ્ટે કરી દ્રવ્ય સંચય મળી, અગ્નિ દગ્ધે કે રાજા ચોર લૂંટે. પૂ૦
મનતણા મનસૂબા મનમાં રહી ગયા, સાત સાંધું ત્યારે તેર તૂટે;
નરસૈંયાના સ્વામી તમારી કૃપા વિના, રંક મનાવું ત્યારે રાય રૂઠે. પૂ૦

૫૩

જુવાનીને દહાડે રે, હરિને જાણ્યા નહીં રે, મોહ્યું પરદારા[1] સાથે મંન;
કાંઈક તે મોહ્યો રે, કામિનીના કલ્પમાં રે, કાંઇ એક જોડવા ધાયો ધંન.
પચીસ ને પચાસ રે, પરપંચમાં ગયાં રે, દોહિલા આવ્યા સાઠ વર્ષના દંન;
સિત્તેરને સુધી રે, કાંઇ સમજ્યો નહીં રે, પછે ચાલ્યો સાધન કરવા વંન.
આંખડીએ ન સૂઝે રે, ગળે બહુ નાસિકા રે, બોલે તે તો સંભળાય નહીં કરણ;
માયા તો ન મૂકે રે, તૂટે નહીં તૃષ્ણા રે, ઓળખાયા નહીં અશરણશરણ.
હાથમાં લાકડી રે, ચરણ ચાલે નહીં રે, તૂટીને શિથિલ થયું છે તંન;
મુખમાંહી દંત રે, એકે દીસે નહીં રે, તોય પાપિયું ઉદર માગે અન્ન.
ભાગ્ય જેનું ભલું રે, આ અવસરને ઓળખ્યો રે, તે તો પ્રાણી કહેવાય હરિના જંન;
નરસૈંયાના સ્વામીને રે, સુખમાં સંભારજો રે, જો હોય પેલા ભવનું પુન્ય.

૫૪

રાગ સામેરી

ગુમાનના ઘેલા રે, આવરદા તો વહી ગઈ રે, હવે તારે ચેતવું હોય તો ચેત;
પ્રથમ પાપિયા રે, પ્રભુ ઓળખ્યા નહીં રે, હવે ક્યમ આવે હરિશું હેત.
કાળાને ફીટી રે, ધોળા કેશ થયા રે, શરીર થયું શીતળ પગે ન ચલાય;
આંખે નવ સૂઝે રે, શ્રવણે સુણે નહીં રે, તોયે લઈ રે તૃષ્ણા નવ મુકાય.

---

૧ પારકી સ્ત્રી.

સગાં સ્નેહી ને વા'લાં રે, તેં તો બહુ કર્યાં રે, તેને કાજે કીધાં કૂડાં કામ;
વરતીને વવાયો રે, વચન વિનતા તણે રે, મુખથી ભજ્યા ન કેશવરામ.
વિખનો વીંટયો રે, કરમ બહુ કર્યાં રે, તોયે તારો ન આવ્યો પાર;
એમને કરતાં રે, કાળ આવી પહોંચશે રે, પછી તારા મુખમાં પડશે માર.
ભણ્યા તે ભૂલ્યા રે, ભવમાં આથડે રે, ભણી ભૂલ્યા પંડિતે ન પાડ્યો ઉજાસ;
શિખામણ માનશો રે, મહા સુખ પામશો રે, એમ કહે છે નરસૈંયોદાસ.

## ૫૫

પ્રભાતિ

દૂરમતિયા ડાહ્યા થઈ આવે, શાણા થઈ સમજાવે રે;
પ્રેમભક્તિમાં ભંગ પડાવે, અજ્ઞાન આગળ લાવે રે. દૂર૦
આપણા કુળમાં કોઇએ ન કીધું, તે આપણ કેમ કરીએ રે;
વેરાગી થઈ નાટક નાચીએ, તુલસી તિલક કેમ ધરીએ રે. દૂર૦
જેવા તેવા હોય તે હરિગુણ ગાયે, તે આપણ કેમ ગાઇયે રે;
કૃષ્ણનામની કથા થાય જ્યાં, ત્યાં આપણ નવ જાઈયે રે. દૂર૦
આપ ક્લેશ ને ક્રોધના ભરિયા, સઘળાને ઊંધું સમજાવે રે;
જમકિંકરના માર જ પડશે, ત્યારે આડે કોઈ નહિ આવે રે. દૂર૦
કુળને તજશે ને હરિને ભજશે, સેહેશે સંસારનું મેહણું રે;
ભણે નરસૈંયો હરિ તેને મળશે, બીજી વાતે વાહશે વોહણું રે. દૂર૦

## ૫૬

ભક્તિ વિના જે જન જીવે, તે ક્યમ કહીએ માનવ દેહ રે;
મન કર્મ વચને હરિ નવ સેવ્યા, ભૂલ્યા ભવમાં ભટકે તેહ રે. ભક્તિ૦
દશ માસ ઉદરે દુઃખ પામ્યો, કરતો ખરને ભાર રે;
દેહ ધરી હરિનો દાસ ન કહાવ્યો, તેની જનનીને ધિક્કાર રે. ભક્તિ૦
વૈષ્ણવ જન જેને નહીં વહાલા, તેહને ન હોય કૃપા નિર્ધાર રે;
નરસૈંયાના સ્વામીની નિશ્ચય લીલા, બીજા વિવિધ ધર્મ વ્યભિચાર રે. ભક્તિ૦

## ૫૭

વાસ નહિ જ્યાં વૈષ્ણવ કેરો, ત્યાં નવ વસીએ વાસડિયાં;
શ્વાસોશ્વાસ હરિસ્મરણ ન કરે જો, શ્વાસ ધમણ કેરી શ્વાસડિયાં. વાસ૦
જીભલડી જપમાળા ન જપે તો, જીભલડી નહિ ખાસડિયાં;
જનમ તેનો નહિ લેખામાં, જે ન કહેવાય હરિ દાસડિયાં. વાસ૦
મોહનજીની માયા પાખે, અવર માયા જમ ફાંસડિયાં;
ભણે નરસૈંયો ભારે મરી, માવલડી દશ માસડિયાં. વાસ૦

## ૫૮

નારાયણનું નામ જ લેતાં, વારે[1] તેને તજીએ રે;
મનસા વાચા કર્મણા કરીને, લક્ષ્મીવરને ભજીએ રે. નારાયણ૦
કુળને તજીએ કુટુંબને તજીએ, તજીએ મા ને બાપ રે;
ભગિની સુત દારાને[2] તજીએ, જેમ તજે કંચુકી[3] સાપ રે. નારાયણ૦
પ્રથમ પિતા પ્રહ્‌લાદે તજિયો, નવ તજિયું હરિનું નામ રે;
ભરત–શત્રુઘ્ને તજી જનેતા, નવ તજિયા શ્રીરામ રે. નારાયણ૦
ઋષિપત્ની શ્રી હરિને કાજે, તજિયા નિજ ભરથાર રે;
તેમાં તેનું કાંઇએ ન ગયું, પામી પદારથ ચાર[4] રે. નારાયણ૦
વ્રજવનિતા વિઠ્ઠલને કાજે, સરવ તજી વન ચાલી રે;
ભણે નરસૈંયો વૃંદાવનમાં, તે તો ઘણું માહલી રે. નારાયણ૦

## ૫૯

રાગ ધોળ

બાલા રે વરની પાલખી, જોતાં વનિતાને થાય ઉલાસ. ટેક.
નાહી ધોઇને પોઢિયા રે, તિલક કીધાં ભાલ;
વરના જાનૈયા શોભી રહ્યા રે, માથે નાખ્યાં છે અબીલ ગુલાલ. બાલા૦

---

૧ રોકે. ૨ પત્નીને. ૩ કાંચળી. ૪ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.

લીલા તે વાંસની પાલખી રે, તેના ઊંચકનારા ચાર;
માથે તે બાંધ્યાં ભીનાં પોતિયાં રે, મોઢે રામ રામ નામ પોકાર;
ચોરી તે બાંધી ચોકમાં રે, છાણાં તે લાવ્યા બે ચાર. બાલા૦
ગોળપાપડી દેખે કૂતરાં રે, તે તો મનમાં ઘણું મલકાય;
બાલા રે (વરને) આગળ ચાલે લાકડાં રે, પાછળ ચાલે લાય;[1]
જમાઈ તો ચાલ્યા સાસરે રે, એની સાસુને હરખ ના માય. બાલા૦
તોરણે તનખા ઊડિયા રે, માંડવે લાગી લાર;
ઊઠ રે સાસુ શંખણી રે, તારો જમાઈ આવ્યો બા'ર. બાલા૦
પંદરસે પે'રામણી[2] રે, મસાણા ગામનું નામ;
લાલબાઈની દીકરી રે, ચિતા કુંવરી એનું નામ. બાલા૦
જમાઈ તો રહ્યા સાસરે રે, જાનઈઆ આવ્યા ઘેર;
ટકો પૈસો સર્વે ખાઈ ગયા રે, વિવાહ કીધો છે રૂડી પેર. બાલા૦
બાર ઘડા બાર કોડિયાં રે, ઉપર પૈસો મેલો રોક;
જઈને કહો એના બાપને રે, હવે તાણીને મેલો પોક. બાલા૦
જીવને જમડા લઈ ગયા રે, દેહીનો કીધો એ હવાલ;
નરસૈંયાનો સ્વામી મળ્યો રે, તે તો ઊતરિયો ભવ પાર. બાલા૦

## ૬૦

રાગ ધોળ

ઘડપણ કોણે મોકલ્યું, જાણ્યું જોબન રહે સૌ કાળ; ઘડપણ૦ ટેક.
ઉમરા તો ડુંગરા થયા રે, પાદર થયાં પરદેશ;
ગોળી તો ગંગા થઈ રે, અંગે ઊજળા થયા છે કેશ. ઘડપણ૦
નહોતું જોઈતું ને શીદ આવિયું રે, નહોતી જોઈ તારી વાટ;
ઘરમાંથી હળવા થયા રે, એની ખૂણે ઢળાવોને ખાટ. ઘડપણ૦

---

૧ અગ્નિ. ૨ પંદરસે પહેરામણી તે ૧૧ માસિયા, ઉન્માસિક, ત્રિમાસિક, છમાસિક ને સંવત્સરી (છમછરી).

નાનપણે ભાવે લાડવા રે, ઘડપણે ભાવે શેવ;
રોજને રોજ જોઇએ રાબડી રે, એવી બળી રે ઘડપણની ટેવ. ઘડપણ૦
પ્રાતઃકાળે પ્રાણ માહરા રે, અન્ન વિના અકળાય;
ઘરના કહે મરતો નથી રે, તને બેસી રહેતાં શું થાય. ઘડપણ૦
દીકરા તો જૂજવા થયા રે, વહુઓ દે છે ગાળ;
દીકરીઓને જમાઈ લઈ ગયા રે, હવે ઘડપણના શા રે હાલ. ઘડપણ૦
નવ નાડો જૂજવી પડીને, આવી પહોંચ્યો કાળ;
બૈરાં છોકરાં ફટફટ કરે રે, નાનાં બાળક દે છે ગાળ. ઘડપણ૦
અંતકાળે વળી આવિયા રે, દીકરા પધાર્યા દ્વાર;
પાંસળીએથી વાંસળી રે, પછી છોડીને આપી બા'ર. ઘડપણ૦
એવું સાંભળી પ્રભુ ભજો રે, સંભારજો જગનાથ;
પર ઉપકાર કીધે પામશો રે, ગુણ ગાય નરસૈંયો દાસ. ઘડપણ૦

## ૬૧

જે કુળ હરિની ભક્તિ ન સાધી, તે અપરાધી જીવ કશા રે;
ભૂતળ ભાર ભરે શબ સરખા, જીવતડાં નર નરક વસ્યા રે.
જે જન હરિને રંગે રાતો, લેશે હરિનું નામ રે;
સકળ પદારથ હોય તે તે, પામે વૈકુંઠ ધામ રે.
કૃષ્ણ ભજી ભજે ભૂદરને, લંપટ લોભ વિસારી રે;
પુરણ રૂપ પુરુષોત્તમ પામે, ધન તે નર ને નારી રે.
મનનો મેલ તજી મળિયે તો, કૃષ્ણ તણો રસ માણે રે;
ભણે નરસૈંયો ભૂલ્યાં હીંડે, કૃષ્ણ વના નવ જાણે રે.

## ૬૨

જાય છે જુવાની, તારી જાય છે જુવાની;
હરિના ભજન વિના જાય છે જુવાની. ટેક.

કાયા તારી કંચન જેવી, મોતી જેવાં પાણી;
મૂવા કેડે બાળી મૂકશે, ઊડી જાશે કા'ની. જાય છે૦
જાતી રે'શે જુવાની ને, પછી થાશે હાનિ;
છાના માના જમડા આવશે, લેઈ જાશે તાણી. જાય છે૦
માટે તમો માયા તજી, થાઓને જ્ઞાની;
નરસૈંયાનો સ્વામી સાચો, દુનિયા દીવાની. જાય છે૦

## ૬૩

રાગ વેરાવળ

સુખદુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં. સુખદુઃખ—ટેક.
નળ રાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી. સુખદુઃખ૦
પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયને નિદ્રા ન આણી. સુખદુઃખ૦
સીતા સરખી સતી નહીં, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી; સુખદુઃખ૦
રાવણ સરખો રાજિયો, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઈ ગયાં, બધી લંકા લુંટાણી. સુખદુઃખ૦
હરિશ્ચંદ્રરાય સતવાદિયો, તારાલોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર[1] પાણી. સુખદુઃખ૦
શિવજી સરખા સતા નહીં, જેની પાર્વતી રાણી;
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખામી ગણાણી. સુખદુઃખ૦
સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ[2] ભાંગી ભૂધરે, મહેતા નરસૈંને સ્વામી. સુખદુઃખ૦

---

૧ પાઠભેદ 'પરઘેર.' ૨ જંજાળ, વિપત્તિ.

# છૂટક પરચૂરણ પદો

## ૬૪

રાગ દેશાખ.

સંસારનો ભય નિકટ ન આવે, શ્રીકૃષ્ણ ગોવિંદ ગોપાળ ગાતાં;
ઊગર્યો પરિક્ષત શ્રવણે સુણતાં, તાલ વેણા વિષ્ણુના ગુણ ગાતાં.[1] સં૰
બાલક ધ્રુવ દઢ ભક્ત જાણી, અવિચળ પદવી આપી;
અસુર પ્રહ્લાદને ઉગારી લીધો, જનમ જનમની જડતા કાપી.[2] સં૰
દેવના દેવ તું કૃષ્ણ આદિ દેવા, તારું નામ લેતાં અભેપદ દાતા;
તે(મ)તારા નામને નરસૈંયો નિત્ય જપે, સારકર સારકર વિશ્વ ખ્યાતા. સં૰

## ૬૫

તાહરી મેહેરની લેહેર જો પલક પામું, તો ત્રિવિધિના તાપ તે જાય નાસી;
અષ્ટમા સિદ્ધિ નવનિધી જે મહામતિ, દ્વાર ઊભી રહે થૈને દાસી.
રસિક શિરોમણિ રાજીવલોચન, વદન પ્રસન્ન શ્રી કૃષ્ણ તારું;
કરોને કૃપા હરિ દષ્ટ કરુણા ભરી, જે થકી કારજ થાય મારું.
શરણ આવ્યા તેને નથી તમે પરહર્યા, પતિતપાવન એવું વ્રત[3] રાખી;
ઊંચ ને નીચ કે અધમ ન ધારિયા, ભક્તવછળ તેના વેદ સાખી.
દીનબંધુ દીનાનાથ શ્રી કૃષ્ણજી, નાથ અનાથનો તું રે સ્વામી;
નરસૈંયાચા સ્વામી ભક્ત છું તાહરો, ભક્તને વશ સદા અંતરજામી.

## ૬૬

પઢો રે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે;
પાસે બાંધી પાંજરું, મુખે રામ જપાવે. પઢો રે૰
પોપટ તારે કારણે, લીલા વાંસ વેડાવું;
તેનું ઘડાવું પોપટ પાંજરું, હીરે રતને જડાવું. પઢો રે૰

---

૧ પાઠભેદ—"ત્રિવિધિ તાપ ટળે સૌ તનના, મોહ માયા તજતાં રે."
૨ પાઠભેદ—"ભક્ત અસુર પ્રહ્લાદને અમર પદવી આપી." ૩ પાઠભેદ "બિરુદ."

પોપટ તારે કારણે, શી શી રસોઈ બનાવું;
સાકરનાં કરી ચૂરમાં, ઉપર ઘી પિરસાવું. પઢો રે૦
પાંખ પીળી ને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો;
નરસૈંયાના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો. પઢો રે૦

## ૬૭

કૃષ્ણ કહો કૃષ્ણ કહો, આ અવસર છે કે'વાનું;
પાણી તો સર્વે વરસી જાશે, રામનામ છે રે'વાનું. કૃષ્ણ૦
રાવણ સરખા ઝટ ચાલ્યા, અંતકાળની આંટીમાં;
પલકવારમાં પકડી લીધા, જાણો જમની ઘાંટીમાં. કૃષ્ણ૦
લખેસરી લાખો લૂંટાયા, કાળે તે નાખ્યા કૂટીને;
ક્રોડપતિનું જોર ન ચાલ્યું, તે નર ગયા ઊઠીને. કૃષ્ણ૦

## ૬૮

ધન્ય ધન્ય ગોકુળિયું ગામ રે, મારે વા'લે કર્યો વિશ્રામ રે.
ધન્ય ધન્ય જસોદા માડી રે, હરિને હાલેરા ગાય દા'ડી રે.
ધન્ય ધન્ય ગોકુળિયાની ગલીઓ રે, મારો વા'લો કાઢે નિત્ય હડિયો રે.
ધન્ય ધન્ય ગોકુળિયાની ગાય રે, મારો વા'લો ચરાવાને જાય રે.
ધન્ય ધન્ય ગોકુળિયાની ગોપી રે, હીરે રત્ન જડિત છે ટોપી રે.
ધન્ય ધન્ય ગોકુળિયાનો ઘોડો રે, હરિને મસ્તક મોતીનો તોરો રે.
ધન્ય ધન્ય ગોકુળિયાના મોર રે, પ્રભુજીનો મુગટ બન્યો રંગચોળ રે.
ધન્ય ધન્ય જમનાજીનાં નીર રે, મારો વા'લો પખાળે શરીર રે.
ધન્ય ધન્ય જમનાજીના ઘાટ રે, મારો વા'લો વાંચે નિત્ય પાઠ રે.
ધન્ય ધન્ય જમનાજીની રેતી રે, હરિને ચરણકમળ રોજ રે'તી રે.
ધન્ય ધન્ય નરસૈંયો દાસ રે, મને રાખો ચરણની પાસ રે.

## ૬૯

રાગ પ્રભાત

નિર્ધન પુરુષ તે નથી હરિ જાણવો, કૃષ્ણના ગુણ તજી અન્ય ભાખે;
મંત્ર ને જંત્ર, અવર આરાધના, દુષ્ટની સંગત નિત્ય રાખે. નિર્ધન૦
તારા ભક્તની સંગતે આવે નહિ, કામ ને ક્રોધ માટે રાતો;
કૃષ્ણકથા થકી રહે અતિ વેગળો, વિષય રસપાન તે નિત્ય પીતો. નિર્ધન૦
કૃષ્ણ નામનો આસરો જેહને, તેહને દોહલાં દુઃખ ન હોયે;
ભણે નરસૈંયો કૃષ્ણ ગુણ ગાતાં, જન્મ જન્મ હરિભક્તિ હોયે. નિર્ધન૦

## ૭૦

તાહરા દાસની હાણ તે હાણ છે તાહરી, ચતુરશિરોમણિ જો વિચારી;
ભક્ત કારણ અવતરી, શત્રુ ઉધારિયા, અધમ જન ગુણકાને ટપક તારી.
શરણ આવ્યા તેની લાજ તમને ખરી, દ્રુપદસુતાનું દુઃખ આણી;
દુષ્ટ કૌરવ કૃતાંત કરાવિયું, ભક્ત પાંડવતણી પક્ષ તાણી.
ભક્તનાં કષ્ટ તે ક્ષણું એક નવ સહો, ધામ વૈકુંઠથી આવ્યા ત્રાડી;
નામ લેતાં ગજ અધમ ઓધારિયો, પ્રગટ ત્યારે થયા હરિ થંભ ફાડી.

*　　*　　*　　*

## ૭૧

રાગ મારુ

વાત વિચારો, મેહેતા વાત વિચારો રે. ટેક.
બાવન અક્ષર બાહેરો રે, સગુણ થઈ રમે ન્યારો રે. મેહેતા૦
તે હરિને તમે નયણે નીરખો, મનની મમતા મારો રે. મેહેતા૦
સોહમ્ બ્રહ્મ સઘળે છે વ્યાપક, તે તણાં સૌ પ્રકાશ રે. મેહેતા૦
અનંતાશ્રમ કહે નરસૈંયા, તેની નહિ ઉત્પત ને નાશ રે. મેહેતા૦

## ૭૨

રાગ બિહાગડો

તુમ વિના કોને ન જાચું, જાદવરાય, તુમ વિના કોને નવ જાચું;
ફરી ફરી કરમે ભરમે ઘણું ભૂલ્યો, તારી ભક્તિ વિના સૌ કાચું. જાદવ૦
અનેક બ્રહ્માદિક મોટ મોટેરા, તે માટે નવ રાચું;
મન–વચન–કર્મ ગોવિંદજીને ચરણે, તે નરહરિ આગળ નાચું. જાદવ૦
યજ્ઞ યાગ તપ તીરથ વ્રત, વેદ કહે તે સાચું;
નરસૈંયાચા નાથ મંદિર પધારો, તો ભવજશ હરિ જાચું. જાદવ૦

## ૭૩

રાગ–આશાવરી

વાહલા રે મુને વૈષ્ણવ વાહલા, તેના દાસતણો હું દાસ રે;
હું કોટી બ્રહ્માંડતણો સ્વામી, મેં રુદયા કીધો વાસ રે. વાહલા૦
વૈષ્ણવજનનું એ લક્ષણ છે, તિલક છાપા ને માળા રે;
શરણ આવે તેને સુખ આપે, દીસંતા દયાળા રે. વાહલા૦
ઊંચાં મંદિર સુંદર ભૂમિ છે, ચીતરે ગોખ રંગ રેલ રે;
વૈષ્ણવજન વિશ્રામ નહિ તે, એ મંદિર વહેતાં મે'લ રે. વાહલા૦
વૈષ્ણવજનની જીર્ણ ઝંપડી, મારે તે વૈકુંઠ ક્રોડ રે;
નરસૈંયાચા સ્વામી ભક્તવત્સલ હરિ, ભવના બંધન છોડ રે. વાહલા૦

## ૭૪

રાગ–આશાવરી.

તમારી કૃપાથી શું ના હોય મારા વા'લા, જે ના આપો તે થોડું રે;
તન, મન, ધન તુંને અરપણ કીધું, દાસ થઈ કરજોડું રે. તમારી૦

આગે જયદેવને કૃપા કીધી, તે કલીજુગ માંહે જાણી રે;
સોઈ[1] નામદેવનું દેવળ ફેરવ્યું, તે તમારી કૃપા ગણાણી રે. તમારી૦
ધન્ય સોરઠ ને ધન્ય શામળિયો, ધન્ય આશાવરી રાગ રે;
ભણે નરસૈંયો ભલે અવતરિયો, શ્રી કૃષ્ણ ભજ્યાનો લાગ રે. તમારી૦

## ૭૫

દેવા ટેવ પડી તુજને, દીન પ્રતિપાળવા, કંથ કમલા રહો સંત સામે;
લાડ પાળો તેનો પાડ શો માનીએ, હાથ જમણો વળે મુખ સામે.
ગજ તણી વહારે, તું ગરુડ ચડી ધસ્યો, ગ્રાહના મુખ થકી તેં ઉગાર્યો;
ધાયો નારાયણ નામ લેતાં વિષે, અધમ ગુણકા અજામેલ તાર્યો.
દ્રૌપદી કેરી લાજને કારણે, દ્વારકાંથી આવ્યો એક શ્વાસે;
પાંચ પાંડવ તણી, લાજને કારણે, દૂત થઈને ગયો દુષ્ટ પાસે.
ઇન્દ્રની કામધેન, કોડ કરતી રહી, ગોપીનું ગોરસ ચોરી પીધું;
શવરીના બોરમાં સ્વાદ ઝાઝો જડ્યો, ઋષિતણા વૃન્દમાં માન દીધું.
ભૂપનું નોતરું ભાવ વિના રહ્યું, પ્રેમનું પારખું પ્રધલ[2] કહાયો;
એક પત્રે કરી જગત તરપત કર્યું, ભાજીને ભોજને તું ધરાયો.
ભક્તની ઝૂંપડી, જગતની ચાકરી, દાસ ચંદ્રાસને સદ્ય ઉગાર્યો.
સુતદેવનું સન્માન રાખ્યું ઘણું, જનકના ભુવનથી સદ્ય સધાર્યો.
એવા વરદાતા હરિ, બહુ સંત ગાયે ફરી, સહુના વચન વિઠ્ઠલા વેદ વાણી;
નરસૈંયા રંકને, જંખના તાહરી, કૃપા કરોને મુને દીન જાણી.

## ૭૬

મોકલો જસોદાજી કુંવર તમારો, અમ ઘેર મહિડાં વલોવવા રે જો;
તમારા કાનજીને ઘૂમતાં રે આવડે, તેડવાને મસે આવી હુંય રે જો.
સાત સમુદ્રની ગોળી રે કીધી, મેરુ કીધો રવૈયો રે જો;
વાસુકિ નાગનાં નેતરાં રે કીધાં, ચાંદા—સૂરજ બે સખૈયા રે જો.

---

૧ દરજી. ૨ પ્રૌઢ, મહાન.

સાસુ અમારાં ગામ સધાર્યાં, નણંદી નાર ધુતારી રે જો;
તે માટે બાઈ કુંવર તમારાને, તેડવા માટે વાટે હું તો આવી રે જો.
એક પાસ કાનજી કાળો રે ઘૂમે, બીજી પાસે રાધિકા ગોરી રે જો;
ખળકે છે કંકણી, લળકે છે વેલિયા, લટકે તે નેતરાની દોરી રે જો.
કાનજી રે કાનજી સૌ કોઈ કહે છે, અમો ગોવાળિયો કહીશું રે જો;
રાધિકા રાધિકા સૌ કોઈ કહે છે, અમે ગોવાળણી કહીશું રે જો.
હળવે હળવે ઘૂમો રે કાનજી, નંદાશે મારી ગોળી રે જો;
ગોળી નંદાશે ને મહી ઢોળાશે, મારે તે મંદિર ખાવા રે જો.
મહીડાં વલોવતાં માખણ પ્રગટ્યું, મોહનને હું આલીશા રે જો;
આવજો રે માધવ ખેતર મારે, બાચકો આપીશ બોરાં રે જો.
આપણે બન્ને બોરાં રે ખાઈશું, છૈયા તે ચારશે ઢોરાં રે જો;
નરસૈંયાના સ્વામી સંગે રમતાં, ઊલટ અંગ ન માયા રે જો.

## ૭૭

લગારેક નંદના છોરા, આવની મારી ગાવડી દો'વા. ટેક.
ગાવડી મારી તુજને હેરી,[૧] તુજને દોહવા દે;
મહિનો ટકો જે જોઇએ તે, પહેલો હાથમાં લે. લગારેક૦
આવડું કહેવું ન પડે, પોતાનાં જાણી જોઈ;
ગામમાં મારે સહુ સગું છે, તુજ સરખું નહિ કોઈ. લગારેક૦
ઘેર મારાં છોકરાં સાથે, તુજને ખાવાનું આલું;
મોહનમાળા જો ગમે તો, કાનજી ગળે ઘાલું. લગારેક૦
આવડી વાર શું કરે વસમી, વસવું ગોકુળગામ;
આજ મારે એટલું પડ્યું, તુજ સરીખડું કામ. લગારેક૦

---

૧ ટીકી ટીકીને જોવું અથવા હળી જવું.

મનમાં છે તે મનડું જાણે, મોંઢે કહ્યે શું થાય?
નરસૈંયાના સ્વામી વિના, રખે વાહાણલડું વાય. લગારેક૦

## ૭૮

અહો ભાઈ રે શાંતિ પમાડે તેને સંત કહીએ,
એના દાસના દાસ થઇને રહીએ, ઓ ભાઇ રે શાંતિ પમાડે તેને સંત કહીએ.
વિદ્યાનું મૂળ જ્યારે ગુરુજી ના બતાવે, ત્યારે મેહેતાનો માર શીદ ખઇએ;
મળ્યો ગુરુ ને બોધ ન દીધો, ત્યારે તેના ચેલા તે શીદ થઇએ. અહો૦
કલ્પવૃક્ષ સેવે જયારે દારિદ્ર ઊભું, ત્યારે તેને છાંયે તે શીદ રહીએ;
મોટાની ચાકરીમાં ભૂખ ન ભાગે, ત્યારે તેની વેંડે તે શીદ જઈએ. અહો૦
વૈદ્યની ગોળી ખાધે દુઃખ ઊભું રહ્યું, ત્યારે તેની ગોળી શીદ ખઇએ;
લીધા વળાવા ને ચોર જ્યારે લૂંટે, ત્યારે તેની સંગે તે શીદ જઇએ. અહો૦
નામ અમૃત મારા ગુરુજીએ બતાવ્યું, ત્યારે તે તો ચોંટયો છે મારે હૈયે;
મેહેતા નરસૈંયાની વાણી મધુરી, શોધીને શરણે રહીએ. અહો૦

## ૭૯

રાગ બિભાસ

સંત કરુણા થકી, સકળ કારજ સરે, કૃષ્ણકરુણા થકી કૃષ્ણ ભાસે;
જગત કરુણા થકી, યોનિ નિત્ય નવી ધરે, પેરે પેરે દેહ ગર્ભવાસે. સં૦
સંત સુખિયા સદા, દુઃખ નવ ધરે કદા, જીવ જંજાળ ભરપૂર માતા;
જગત ઉન્મત્ત ફરે, વિષે[1] વાસના ધરે, ભક્ત ભગવંત સંઘ[2] રંગ રાતા. સં૦
જગત ગતિ પરહરી, ભક્તિ લે દઢ કરી, અખિલ અઘ થર[3] હરિ દૂર ન જાશે.
ભણે નરસૈંયો સંતસંતને સેવતાં, પેરેપેરે પરમ આનંદ થાશે. સં૦

---

૧ વિષય. ૨ ટોળું. ૩ પાપનાં પડો.

## ૮૦

રાગ દેશાખ

લૂંટાણો રે લોભિયા, માયાનો વળુંધ્યો;
યમને લેખું આપવું, આળસમાં શું સૂતો. લૂંટાણો૦
આળસમાંહેથી ઊઠની, સૂતો શા માટે;
હરિ હીરો જાયે હાથથી, તારું હૈડું ના ફાટે. લૂંટાણો૦
કાં રે નિદ્રામાં સૂઈ રહ્યો, ગઢ લીધો રે ઘેરી;
કાલ દહાડું દેઈ ચેતાવે, ઘેલા ચેત સવેરી. લૂંટાણો૦
નદીતણું નીર નીરખ, જોની જાય છે વહેતું;
આયુષ ઓછું થાય છે, રાખ્યું નથી રેહેતું. લૂંટાણો૦
ટાલ પડી આ શરીર તારે,[1] મોઢું કરની કાળું;
જે મુખ હરિ નવ ઊચરે, તે મુખ દેની તાળું. લૂંટાણો૦
સો ફેરે એક ગાંઠ છે, જેને લાગે છે ચટકો;
ભજી લે નરસૈંયા શેઠને, ભાગે ભવનો ભટકો. લૂંટાણો૦

## ૮૧

વૈષ્ણવને ઘેર બેઠાં ગંગા, નિર્મળ હરિગુણ ગાય રે;
કોટીકોટી તીરથ તાંહાં આવે, જ્યાં સંત સમાગમ થાય રે. વૈષ્ણવને૦
હરિથી વિમુખ તેને શું કરે ગંગા, જેમ બગ ગંગામાં નહાય રે; વૈષ્ણવને૦

* * * *

ગંગાજી એણી પેરે બોલ્યાં, હું ત્રણ લોકને તારું રે;
હરિના જન તે મુજને તારે, કહે નરસૈંયો હું વારું રે.[2] વૈષ્ણવને૦

---

૧ પાઠભેદ 'ટાળ પડીઆ એ દેહને'. ૨ વારી વારી જાઉં.

## ૮૨

રાગ આશાવરી

વૈષ્ણવ જનને વિષયથી ટળવું, હળવું[1] માંહીથી મન રે;
ઇંદ્રિય કોઈ અપવાદ કરે નહિ તેને કહીએ વૈષ્ણવ જન રે. ટેક.
કૃષ્ણ કૃષ્ણ કહેતાં કંઠ જ સૂકે તોયે ન મૂકે નિજ નામ રે;
શ્વાસોશ્વાસે સમરે શ્રીહરિ, મન ન વ્યાપે કામ રે. વૈષ્ણવ૦
અંતરવૃત્તિ અખંડ રાખે હરિસું, ધરે કૃષ્ણનું ધ્યાન રે;
વ્રજવાસીની લીલા ઉપાસે, બીજું સુણે નહિ કાન રે. વૈષ્ણવ૦
જગસું તોડે ને જોડે પ્રભુસું, જગસું જોડે પ્રભુસું ત્રુટી રે;
તેને કોઈ વૈષ્ણવ નવ કહેશો, જમડા લેઈ જાશે કુટી રે. વૈષ્ણવ૦
કૃષ્ણ વિના કાંઈ અન્ય ન દેખે, જેની વૃત્તિ છે કૃષ્ણાકાર રે;
વૈષ્ણવ કહાવે ને વિષય ન જાવે તેને વારવાર ધિક્કાર રે. વૈષ્ણવ૦
વૈષ્ણવને તો વલ્લભ લાગશે, કુડિયાને લાગશે કાચું રે;
નરસૈંયાચા સ્વામીને લંપટ નહિ, ગમે શોભશે સાચું રે. વૈષ્ણવ૦

## ૮૩

રાગ આશાવરી

વૈષ્ણજનને વિરોધ ન કોઈસું, જેનાં કૃષ્ણચરણે ચિત્ત રહ્યાં રે,
કાવાદાવા સર્વે કાઢ્યા, શત્રુ[2] હતા તે મિત્ર થયા રે. વૈષ્ણવ૦
કૃષ્ણ ઉપાસી નેજગથી ઉદાસી, ફાંસી તે જમની કાપી રે;
સ્થાવર જંગમ ઠામ ન ઠાલો, સઘળે દેખે કૃષ્ણ વ્યાપી રે. વૈષ્ણવ૦
કામ કે ક્રોધ વ્યાપે નહિ ક્યારે, ત્રિવિધિ તાપ જેના ટળિયા રે;
તે વૈષ્ણવનાં દર્શન કરીએ, જેના જ્ઞાને તે વાસનિક[3] ગળિયા રે. વૈષ્ણવ૦

---

૧ મલિનતાના ભારથી રહિત, નિર્મળ, નિખાલસ, કૂડકપટ વગરનું. ૨ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, આશા ને તૃષ્ણા—એ આઠ શત્રુ છે. ૩ જેથી વાસના બંધાય તેવા પ્રાણીપદાર્થ.

નિસ્પૃહી ને નિર્મળ મતિ વળી, કનકકામિનીના ત્યાગી રે;
શ્રીમુખ વચનો શ્રવણે સુણતાં, તે વૈષ્ણવ બડભાગી રે. વૈષ્ણવ૦
એવા મળે તો ભવ દુઃખ ટળે, જેનાં સુધા[1] સમાન વચન રે;
નરસૈંયાચા સ્વામીને નિશદિન વહાલા, એવા તે વૈષ્ણવ જન રે. વૈષ્ણવ૦

## ૮૪

રાગ પંચમ પ્રભાત

કૃષ્ણજી, કૃષ્ણજી, કૃષ્ણજી કહેતા ઊઠો રે પ્રાણી;
કૃષ્ણજીના નામ વિના જે બોલો તે મિથ્યા રે વાણી. કૃષ્ણજી૦
કૃષ્ણજીએ વાસ્યું રૂડું, ગોકળિયું રે ગામ;
કૃષ્ણજીએ પૂરી, મારા મનડા કેરી હામ. કૃષ્ણજી૦
કૃષ્ણજીએ અહલ્યા તારી, ગુણકા ઓધારી;
કૃષ્ણજીના નામ ઉપર, જાઉં બલિહારી. કૃષ્ણજી૦
કૃષ્ણજી માતા, કૃષ્ણજી પિતા, કૃષ્ણ સહોદર ભાઈ;
અંતકાળે જાવું એકલડા, સાથે (શ્રી) કૃષ્ણની સગાઈ. કૃષ્ણજી૦
કૃષ્ણજી કૃષ્ણજી કહેતાં, કૃષ્ણ સરીખા થાશો;
ભણે રે નરસૈંયો સેહેજે, તમે વૈકુંઠે જાશો. કૃષ્ણજી૦

# સુદામાચરિત્ર

## ૮૫

ઝૂલણા છંદ

જદુપતિનાથ તે મિત્ર છે તમતણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીત પૂરવતણી હેત ધરશે હરિ, મનના મનોરથ સફળ થાશે. જદુપતિ૦

---

૧ અમૃત.

ઘેર બાળક સહુ દુઃખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઊણા;
નિરધન સરજિયાં પુણ્ય કીધા વિના, કર્મના દોષ તે આવી પૂણ્યા. જદુપતિ૦
જદુપતિ જાદવો ભક્તિવશ માધવો, કરશે કરુણા પ્રભુ દીન જાણી;
ગોમતીસ્નાનથી કોટી અઘ નાસશે, નિરખતાં કૃષ્ણને પ્રેમ આણી. જદુપતિ૦
કૃષ્ણને હળીમળી શીઘ્ર આવો વળી, જાણશે દુઃખ અંતરજામી;
વિનતિ મનમાં ધરો, આળસ પરહરો, સહાય થાશે નરસૈંનો સ્વામી. જદુપતિ૦

૮૬

સાંભળો ભામિની કાન ધરી કામિની, કવણ કહાવું હું કૃપણ પાપી;
ત્રિભુવનનાથ તે મહિપતિ માધવો, કેમ બોલાય ત્યાં વાત ચાંપી. સાંભળો૦
દિવસ ઝાઝા થયા બાલપણને ગયાં, નરપતિ નવ પ્રીછે પ્રીત જૂની;
દુર્બલ રંક હું ભિક્ષુક બાપડો, નવ લહું ચોકશી ખોટી ચૂની. સાંભળો૦
ઉગ્રસેન અક્રૂર ઓદ્ધવ છે ત્યહાં, બળિભદ્ર ને અનિરુદ્ધ પાસે;
કોટી જોદ્ધા જ્યહાં ઊભો રહીશ ક્યાં, કોણ આવી મ્હારો હાથ સહાશે. સાંભળો૦
જડિત રત્નો મણિ કાન્તિ ભાસે ઘણી, તિમિર નાવે તેની જ્યોત પાસે;
ત્યાં કેમ બોલી શકું, વેણુ વદતો થકું ધમણ ધમતો રહું શ્વાસોશ્વાસે. સાંભળો૦
મૌન બેસી રહો સુખદુઃખ સૌ સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોંટયું;
દુરિજન લોક તે છોને લવતાં રહે, નરસૈંના સ્વામીનું બિરદ મોટું. સાંભળો૦

૮૭

સ્વામી સાચું કહ્યું બોલવું નવ રહ્યું, કંથનાં વચન તે વેદ વાણી;
ભવતણું નાવ તે ભક્તિ ભૂધરતણી, તેહ હું પ્રીછવું સ્નેહ આણી. સ્વામી૦
નથી હરિ વેગળા ભક્તિ ભાવે મળ્યા, રાય ને રંક જ્યાં એક ઘાટે;
લખપતિ કોટિધ્વજ મન નાણે રતી, શક્ર સરિખા ત્યાંહાં નહિ રે સાટે. સ્વામી૦
બ્રહ્મણ્ય દેવ દયાળ શ્રીકૃષ્ણજી, નિજ જન જાણીને સૂધ લેશે;
પ્રીતની રીત તે જાય નહિ વીસરી, બાળલીલાતણાં ચરિત્ર કહેશે. સ્વામી૦

'નથી કાંઈ ઓઢવા ભેટ લેઈ જવા, કેમ કરી જાણશે કૃષ્ણ કામી;
દત્ત નથી આપણું વદન લજામણું, નિરખતાં લાજે નરસૈંનો સ્વામી.' સ્વામી૦

૮૮

વિનતિ વળી કહું ભેટ લાવી દઉં, પોતિયે તાંદુલ ગાંઠ બાંધો;
જાણશે થોડે ઘણું ભાવ ભોજનતણું, ધન્ય શ્રીકૃષ્ણસું સ્નેહ સાંધો. વિનતિ૦
ભીલડીનાં બોર તે ભાવે આરોગિયાં, જૂ હું અન્ન આહીરનું લીધું;
ભક્ત વિદુરની ભાજી ભાવે જમ્યા, ભૂપનું નોતરું પાછું દીધું. વિનતિ૦
પેરે પેરે પાંડવ, કષ્ટ નિવારિયાં, ભક્ત કારણ કંઈ દુષ્ટ તાર્યા;
ઊંચ ને નીચનું, એને છે પારખું, પતિત અધર્મી કંઈ કોટી તાર્યા. વિન૦
ભક્તિવશ વિઠ્ઠલો, સંત સાથે મળ્યો, સમોવડને નવ ચૂકે ટાણે;
સંત સમરે ત્યહાં, આવી ઊભો રહે, ભક્તના મનતણો ભાવ જાણે. વિ૦
જાઓ વેગે કરી, નીરખો મુક્તિપુરી, ધન્ય ધન્ય તારુણી સ્નેહ ન્યાળો;
નરસૈંયાના નાથને, નીરખો નિશ્ચય કરી, કામિનીએ કંથને બાંહે ઝાલ્યો. વિ૦

૮૯

ચાલિયો વાટમાં, જ્ઞાનીના ઘાટમાં, મિત્ર મોહનતણું નામ લેતો;
ધન્ય એ નાર, અવતાર સફળ કર્યો, કૃષ્ણ હે કૃષ્ણ મુખ એમ કહેતો. ચા૦
માગવું મૃત્યુ પ્રમાણ છે પ્રાણીને, લોભ કીધે ત્યહાં પ્રીત તૂટે;
કહ્યું મેં અબળા સુખે બેસી રહો, માગતાં તો બધો મર્મ છૂટે. ચા૦
માગિયું મેં નથી, શું મુખે કહું કથી, ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો;
શ્રીપતિનાથે મને, રંક સરજાવિયો, એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો. ચા૦
આવી ઊભો રહ્યો, કંઠ ગદ્‌ગદ થયો, કોટી સૂરજ શશિ જ્યોત ભાસે;
ઉર દયા આણીને, હરિજન જાણીને, પોળિયે જઈ કહ્યું કૃષ્ણ પાસે. ચા૦
મંદિરે તેડિયા, ચાલીને ભેટિયા, ત્રિવિધના તાપ તે સર્વ નાઠા;
હેમસિંહાસને, લેઈ બેસાડિયા, તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટ્યાં. ચા૦

તેલ ફુલેલ, મર્દન કરાવિયાં, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી, ચરણ આગળ ધરી, કૃષ્ણે ચરણોદક શીશ લીધું. ચા૦
પુનિત પીતાંબર, પહેરવા આપિયું, કનકને થાળે પકવાન દીધાં;
ભાવતાં ભોજન, કૃષ્ણ હાથે કર્યાં, લીધું આચમન ને કાજ સિધ્યાં. ચા૦
કૃષ્ણે પલંગ પર, પોતે પધરાવિયા, દધિસુતા વીંજણે વાયુ ભરતાં;
સત્યભામાદિક, નારી નિરખી રહી, નરસૈંનો નાથ પદસેવ કરતાં. ચા૦

૯૦

ભાગ્ય જો જો બાઈ, કૃપણ ભિક્ષુકતણું, રુક્મિણી આદિ સૌ નારી બોલે;
હળધર: જોગ્ય તે, ભોગ પહોંચાડિયા, અજ અંબરીષથી અધિક તોલે. ભા૦
આ કૃપણરૂપ તે પ્રગટિયું ક્યાં થકી, વસ્ત્ર મેલાં દીસે કર્મ ફૂટયો;
ત્રિગુણને દુર્લભ, સેજ રમાતણી, વશ કરી નાથને પાપ છૂટયો. ભા૦
અંગ અતિ કમકમે, ધમણ મ્હોંડે ધમે, ઉધરસે ને વળી નાક લુતો;
જો જો કૌતક હરી, દેહ દશા ફરી, કૃપણ તે કૃષ્ણને સંગ સૂતો. ભા૦
પોઢીને ઊઠિયા, સ્નાને બેસાડિયા, વદન પખાળવા નીર દીધું;
કનક ઝારી ભરી, શીત જળ આપિયું, કનક કટોરે તે પાણી પીધું. ભા૦
શ્રીમુખે બોલિયા, કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહધર્મ કીધો;
કુશળ છે બાલગોપાલ સહુ તમતણાં, ભાગ્ય મોટું મને ચિત્ત લીધો. ભા૦
ગૃહસ્થના ધર્મમાં, હુંય વળગી રહ્યો, હું તે મારી વળી ગત્ય ભૂલ્યો;
મિત્ર સુદામાની, શુદ્ધ લીધી નહીં, કામિની કેફમાં હું જ ડૂલ્યો. ભા૦
સાંદીપનિ ગોરને, ઘેર આપણ ભણ્યા, ધન્ય ધન્ય દિવસ તે સફળ કહાવ્યો;
એક રેણી રહ્યા, વન વિષે આપણે, સરપણ ભાંગતાં મેઘ આવ્યો. ભા૦
અન્ન લીધા વિના, ભૂખ્યા બેસી રહ્યા, ગોરાણીએ આપણી પીડ જાણી;
વીસરી ગયું છે કે, વીર તને સાંભરે, સાંદીપનિ ગોરની અચળ વાણી. ભા૦
ભાભીએ ભેટ જે, મોકલી મુજ ભણી, ભાવશું ભાઈ તે લાગે મીઠી;
સંકોચતો ગાંઠડી, વિપ્ર આઘી ધરે, નરસૈંના સ્વામીએ નજરે દીઠી. ભા૦

## ૯૧

છપ્પન ભોગ જ્યાં, કવણ તાંદુલ ત્યાં, આપતાં ઉર સંકોચ આવે;
જે રે જોઈએ તે, આવી મળે કૃષ્ણને, તાંદુલ ભેટ તે તુચ્છ કહાવે. છ૦
(પણ) ધાઈ લીધા હરી, મૂઠી તાંદુલ ભરી, પ્રેમે આરોગિયા તૃપ્તિ પામી;
ઈંદ્ર કુબેરથી, અધિક વૈભવ કર્યો, રુક્મિણી કર ગ્રહ્યો શીશ નામી. છ૦
એક રહ્યાં અમો, એક બીજા તમો, ભક્તને અઢળક દાન કરતાં;
પ્રેમદાએ પ્રેમનાં, વચન એવાં કહ્યાં, હાથ સહાયો ત્રીજી મૂઠી ભરતાં. છ૦
વનિતા વચન તે, વિપ્ર સમજ્યો નહીં, ચાલવા ઘર ભણી શીખ માગી;
નરસૈંને નાથે, દુર્બળપણું ટાળિયું, ભૂખનાં દુઃખની ભીડ ભાગી. છ૦

## ૯૨

વિપ્ર ચાલ્યો વળી, કૃષ્ણ સાથે મળી, ચિત્તમાં શોચી વિચાર કરતો;
આપ્યું તો કાંઈ નહીં, ત્રિડ જાણી નહિ, તે તણો શોચ હૃદયે જ ધરતો. વિ૦
અષ્ટ મહા સિદ્ધિતણી, રિદ્ધિ નવ નિધિતણી, સંપત્તિમાં રહ્યો ભોગ માણી;
કામની કથને હું, દ્વારિકાં આવિયો, અમતણી ત્રીઠ તો નવ જાણી, વિ૦
બાલ ગોપાલ જે, વાટ જોતાં હશે, તેહને જોઈ અમો શુંય કહેશું;
મિત્ર મોહનતણું હેત જયારે પૂછશે, કામિનીને ઉત્તર કેમ દેશું? વિ૦
એમ ચિંતા કરે, નેત્રથી નીર ઝરે, કર્મની વાત મનમાંહી ધારી;
નરસૈંનો નાથ તો, અતિ ઘણો લોભિયો, પીતાંબરી પણ લીધી ઉતારી ! વિ૦

## ૯૩

ધન્ય તું ધન્ય તું, રાય રણછોડજી, દીન જાણી મને માન દીધું;
નહિ મુજ જોગ તે, ભોગ પહોંચાડિયા, અજ—અંબરીષથી અધિક કીધું. ધ૦
કનકને આસને, મુજને બેસાડિયો, રુક્મિણી કૃષ્ણનો હાથ સહાતાં;
હેત કરી કરી હરિ, ચરણ તળાંસિયાં, ખટરસ ભોજન ખાંતે ખાતાં. ધ૦

બાલપણાતણો, સ્નેહ નવ વિસારિયો, મિત્ર મોહન તણી પ્રીત સાચી;
હેતથી હળીમળી, માન દીધું મને, રંક બેસાડિયો કનકમાંચી. ધ૦
ધન્ય ધન્ય કૃષ્ણજી, સંતસેવા કરી, ધ્યાન ધરતો હું નિજ દ્વાર આવ્યો;
રત્નજડિત મણિ, ભવન શોભા ઘણી, દેવ શું દ્વારિકા આંહીં લાવ્યો. ધ૦
કનકની ભૂમિ ને રત્નના થાંભલા, અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
ખાન ને પાન વિહાર સ્થાનક ઘણાં, કામની નીરખતાં કામ હીસે. ધ૦
સપ્ત–નવ વરસની, દીઠી ત્યાં સુંદરી, નારી નવજોબના બહુ રૂપાળી;
સોળ શણગાર તે, અંગ સુંદર ધર્યા, દેવ વિમાનથી રહ્યા નિહાળી. ધ૦
સહસ્ર દાસી મળી, દીશે વીંટી વળી, કામની કંથની પાસ આવી;
સ્વામી રે સ્વામી, હું દાસી છું તમતણી, ચાલો મંદિર વિષે પ્રેમ લાવી. ધ૦
ગોમતી સ્નાન કરી, કૃષ્ણજી નિરખિયા, પુણ્ય પ્રકટ થયું પાપ નાઠું;
તે થકી સમૃદ્ધિ આ, સકલ તે સાંપડી, મટી ગયું આપણું ભાગ્ય માઠું. ધ૦
કૃષ્ણ કહેતા તે, નિજ ધામ પધારિયા, નવલ જોબન થયાં નર ને નારી;
વિનતિ ઉચ્ચારતાં, રજની વીતી ગઈ, નરસૈંના સ્વામીની પ્રીત ભારી. ધ૦



છેલ્લી અરધી સદીમાં મહાગુજરાતે **મહર્ષિ દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધીજી અને ભિક્ષુ અખંડાનંદ.** એ ત્રણ મહાપુરુષો આપ્યા છે.

એ ત્રણે મહાપુરુષોએ જનતાના હિતનો મહાન સિદ્ધાંત વિચાર્યો, જાહેર કર્યો અને પોતાના જ જીવન દ્વારા અનેક મુશ્કેલીઓનો સામનો કરીને ક્રિયાના પ્રદેશમાં એ સિદ્ધાંતને સફળ કર્યો.

સંત અને કર્મયોગી એવા **ભિક્ષુ અખંડાનંદે** જનસેવાનો ઉચ્ચ પ્રકાર ઉપાડ્યો છે.

તેમણે અજ્ઞાનરૂપી અંધારાં દૂર કરવા માટે પુસ્તકો દ્વારા ઉત્તમ વાચનરૂપી રસાયન કરોડો ગુજરાતીઓને પૂરું પાડ્યું છે.

તેમણે ઋષિમુનિઓની વાણી અને વિદ્વાન લેખકોના વિચ
પ્રચાર કરી જનતાને નવું જીવન આપ્યું છે. તેમણે સાહિત્યના ક્ષેત્રમાંથી ત્રણસો જેટલાં ઉત્તમ પુસ્તકો ચૂંટીને, સારી રીતે શુદ્ધ સરળ અને સહેલાઈથી વાંચી શકાય તેવા મોટા અક્ષરોમાં છ
અને તેની લાખો પ્રતો ગરીબમાં ગરીબ માણસને પોસાય એવી કિંમતે ગુજરાતના ઘરેઘરમાં પહોંચાડી છે.

આ અગ્રગણ્ય સંતપુરુષે '**कथयन्तो मां नित्यं**' એ ગીતાસૂત્ર
છેક છેવટની ઘડી સુધી ગુજરાતના જીવનમાં અનેક શુભ સંસ્કારો રે

તે શ્રેષ્ઠ કાર્ય તેમની પાછળ ચાલુ રહે તેની વ્યવસ્થા પણ તેમણે

જ્ઞાનનું દાન એ સૌથી ઊંચું દાન છે અને એ પ્રદેશમાં પંક્તિએ બેસનાર દાતા **ભિક્ષુ અખંડાનંદનું** સ્થાન ગુજરાતના ગૌ
હિન્દના રાષ્ટ્રજીવનમાં અપ્રતિમ રહેશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } ઠે. ભદ્ર પાસે—અમ
કાલબાદેવી રોડ—મુ